

तत्सत्परमात्मने नमः

પૂજ્યપાદ યતિ મુકુન્દાશ્રમ વિરચિત.

# श्री पद्य मंजरी.

મુ. ખંભાત.

ભાવોદ્બોધક.

## स्वामीश्री गौरीशंकरानंदजी.

પ્રસિદ્ધકર્તા.

## भट्टमेवाडा देवशंकर शर्मानी-
## विधवा बाइ दीवाळी.

આવૃત્તિ ૧ લી. મુ. કુકરવાડા તા. વિજાપુર.

સં. ૧૯૭૬. પ્રત ૧૦૦૦. ઈ. સ. ૧૯૨૦.

શ્રી 'સત્યવિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરિલાલે

છાપ્યું—ઠે. પાંચકુવા નવાદરવાજા—અમદાવાદ.

મૂલ્યામૂલ્ય.



જન્મ સં. ૧૯[illegible]૮     દીક્ષા સં. ૧૯૫૮

पूज्यपाद यति मुकुन्दाश्रमजी



तत्सत्परमात्माने नमः

# પ્રસ્તાવના.

લાંબા સમયથી ખંભાતમાં વસતા **યતિ મુકુન્દાશ્રમજીએ** પોતાના મનમાં થએલા વિક્ષેપોને દુર કરવા અને શાન્તિ અનુભવવા આશરે ૫૦૦ પદો બનાવ્યાં છે. મેં જ્યારે તે વાંચ્યા ત્યારે મને બહુજ સારા લાગ્યા એટલું જ નહિ પણ તેમાં રહેલા વિચારો ઉત્તમ જણાયા અને જિજ્ઞાસુઓ એ મર્મને—ભાવને સમજી મનને સ્થિર રાખી તેમાં પ્રવેશ કરે તો તેમને પણ પોતાનો માર્ગ સુગમ થઈ પડે એ આશયને અંતરમાં રાખી તેઓશ્રીની આજ્ઞાથી મારી પસંદગી પ્રમાણેના પદ્યો શોધી તેનાપર તેમનીજ મમદથી મેં યથામતિ **ભાવ દર્શક** ટીકા લખી છે.

આ પદ્ય મંજરી પુસ્તકની યોજના બુદ્ધિ પૂર્વક કરવામાં આવી છે. એટલે આમાં સોળ પદ્યો રાખવામાં આવ્યાં છે તેમાં હેતુ એ છે કે મનનાં દેવતા ચંદ્રમાં છે અને ચંદ્રની કળાઓ સોળ છે. હંમેશાં એક એક કળા વૃદ્ધિ પામતાં ચંદ્રમાં પૂર્ણિમાએ પૂર્ણ થાય છે ત્યારે તે પ્રકાશ અને આનંદરૂપ ભાસે છે. સૂર્યના તાપથી તપેલી પૃથ્વીને શી-

તળતા આપી શાન્તિ બક્ષે છે; અને સર્વ વનસ્પતિમાં અમૃત સીંચન કરી વધારે છે. પુષ્ટ કરે છે. તેજ પ્રમાણે આ પદ્યમંજરીમાં પણ સોળ પદ્યો છે તેને સમજી વિચારપૂર્વક ગાવામાં આવે તો મનની એક એક કળાને તે ખીલવનારાં છે. મનની સોળ કળાનો વિકાસ થતાં મન પૂર્ણતાને પામે છે મનપૂર્ણ થતાં સર્વ આશાઓ શાન્ત થઇ જાય છે. અને વિશાળ મનના યોગે અંતઃકરણમાં સત્વનો પ્રકાશ સર્વત્ર ફેલાય છે જેથી હૃદયમાં રહેલા પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. એટલે–આધિ, વ્યાધિ, અને ઉપાધિ એ ત્રણે તાપની શાન્તિ થાય છે. આત્માનો અનુભવ થતાં જન્મ મરણની ભાવના નષ્ટ થાય છે. એટલે અમૃત પદ પ્રાપ્ત થતાં આનંદ અનુભવાય છે ૐ.

તેજ ભાવના આ પદ્યમંજરીમાં છે. તો વાંચકો એ વાત ધ્યાનમાં રાખી આનો લાભ લેશો તો મારો પરિશ્રમ સફળ થયો સમજીશ.

વિજાપુર તાલુકાના કુકરવાડા નામે ગામમાં વસતા વિપ્ર-દેવશંકર તે જ્ઞાતે ભટ્ટમેવાડા બ્રાહ્મણ તેમનો સ્વર્ગવાસ થતાં તેમની પાછળ રહેલી તેમની ધર્મપત્ની ચિ. બેન દીવાળીએ આ પદ્યમંજરીનું હસ્ત લેખીત પુસ્તક મારી પાસે જોયું તેને તે વાંચવાની જિજ્ઞાસા થતાં તેમણે મારી પાસે માગણી કરી. તે બેનને પોતાની નિરાધાર સ્થિતિમાં આ પુસ્તક કાંઇક આશ્વાસન આપનાર થઇ પડે તો સારૂં એમ સમજાતાં મેં એમને વાંચવા આપ્યું. તેમણે પોતાની યથાશક્તિ તેમાંથી લાભ લીધો. પછી તેને પરમાત્માએ સુબુદ્ધિ આપી કે આ પુસ્તક છપાવી જિજ્ઞાસુઓને જ્ઞાન લાભ માટે મફત વ્હેંચવામાં આવે તો સારૂં મારા જેવા ઘણા જીવાત્માઓ લાભ મેળવે. એ શુભેચ્છા મને જણાવી. પરોપકારનું કાર્ય સમજી મેં અનુમતિ આપી

જેથી પોતાના પતિના પવિત્ર સ્મરણાર્થે—આ પુસ્તક છપાવી સર્વત્ર વહેંચવા પ્રસિદ્ધ કરવાના પૈસા દીવાળી બેને આપ્યા. અને ધર્મ કાર્યથી પોતાની, પોતાના પતિની અને પૈસાની સાર્થકતા સિદ્ધ કરી અન્ય વિચાર વાળાઓ પણ આ બેનનો દાખલો ધ્યાનમાં લેશે.

ભૂલ થવી એ માણુસમાં સ્વભાવ સિદ્ધ છે, તો આ પુસ્તકમાં ભૂલ ચુક જણાય તો સજ્જનો હંસક્ષીર ન્યાયે સારને ગ્રહણ કરી ભૂલની ઉપેક્ષા કરશે. અગર સુધારીને વાંચશે. એજ સુજ્ઞેષુ કિં બહુના. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

સંવત ૧૯૭૫ અષાડ<br>ગુરૂ પુર્ણિમા<br>ચંદન લક્ષ્મી પાઠશાળા<br>ખંભાત.

लि. स्वामी गौरी शंकरानंदगिरी.

ॐ

तत्सत्परमात्मने नमः

# अर्पण पत्रिका.

**श्रीमत्परमहंस परिव्राजक सकल गुण संपन्न**
**शान्तिना सागर पतित पावन अधमोद्धारण**
**दया सिन्धु श्रीमत् यतीन्द्र श्री मुकुन्दाश्रमजी**
**मु. स्तंभतीर्थ.**
**( ખંભાત. )**

यत्करोषि—એ શ્લોકમાં શ્રીકૃષ્ણ પરમાત્માની આજ્ઞા છે કે હે અર્જુન જે કાંઇ કર તે મને અર્પણ કર. એ શાસ્ત્રાજ્ઞાનુસાર; આપશ્રીના પૂર્ણ પ્રસાદથી પ્રાપ્ત થએલા વિચારોના આધારે મેં. નિરતિશય સુખની સીમામાં પ્રવેશ કર્યો છે તેજ પ્રમાણે અન્ય બંધુઓ પણ એજ દિશાના અનુગામી થાય માટે આ યોજના તૈયાર કરી છે.

પ્રભુ કૃપાથી પ્રાપ્ત થએલ અન્ન પરિપાકના દોષે દૂષિત થતાં તેને શુદ્ધ કરવાને અમૃત બનાવવા ઈશ્વરનેજ ધરવામાં આવે છે તેમ મારી સ્વલ્પ બુદ્ધિથી થએલા દોષોને દૂર કરવા, અને પવિત્ર થઈ સર્વના કલ્યાણમાં સહાય થાય એવા ઉચ્ચ હેતુથી આપશ્રી પરમાત્મ સ્વરૂપને, ભક્તિ ભાવથી સપ્રેમ અર્પણ કરૂંછું તે સ્વીકારવા કૃપાવંત થશોજી.

સં. ૧૯૭૫ વૈશાખ
કૃષ્ણપક્ષ ૩ ને રવિ.
મુ. સઈડવ.

વિનંતી કરનાર હું છું.
આપશ્રીની કૃપામાં સદા નિમગ્ન થવા ઉત્સુક.
**लघुबाल गौरीशंकरानन्द गिरिना.**
સાષ્ટાંગ દંડવત્ પૂર્વક ॐ નમો નારાયણાય.



ફોટો

ગૌરી દેહ સ્વરૂપ છે, આત્મા શંકર રૂપ;
દેહભાન ભૂલી થવું, ગૌરી શંકર ચૂપ.



तत्सत्परमात्मने नमः

# पद्य मंजरी.

## મંગલાચરણ.

### હરિગીત.

ૐકાર આદિ અંતમાં છે મધ્યમાં વ્યાપક સદા
ૐકારના આકારમાં આ દૃશ્ય દિસે સર્વદા
ૐકાર નિરાકાર છે સાકારમાં શોભી રહ્યા
ૐકારની આરાધનામાં યોગીયો થોભી ગયા- ૧
ૐકારથી જગ ઉપજ્યું ૐકાર માંહે સ્થિત છે
ૐકારમાં એ વિરમતું ૐકાર સત્સુખ ચિત્ત છે
ૐકાર ગુરૂ ગોવિંદને પાયે નમી વિનતી કરૂં
તેની કૃપા દૃષ્ટિ થતાં હું અલ્પ વાણી ઉચરૂં-૨

### સિખરિણી.

સદા શાન્તિ દાતા ભુવન ત્રય માંહે સુખ ભરો
સુધાની ધારાથી સરવ જનના આમય હરો

ક્ષમા શાન્તિ નીતિ અભય મનમાં આર્જવ ધરો
દયા દિલે ધારી સુવિચાર ભરી શ્રેયસ કરો

## સ્તવન-પહેલું.

### પરમાત્માભિમુખ થએલી બુદ્ધિના ઉદ્‌ગાર

( ગરબી )

હવે હું હારી બેઠી હરિ આ મનની જોરે ફેરાફરી-ટેક.
આશા પોટલી શીર ઉપાડી મહેનત કીધી ખરી.
લક્ષ ચોરાશી સ્થાનની મેં, પૂર્ણયાત્રા કરી:—હવે-૧
ફરતાં ફરતાં અનેક યાત્રી, મારગ માંહિ મળ્યા.
જુદું જવાનું સહજ જણાતાં, નિજ નિજ પથે વળ્યા; હવે-૨
સુખ મેળવવા સંપત્તિ મેં તો, સાથે લીધી સાંધી.
લીધા વળાવા તેણે લૂંટી, મુજને લીધી બાંધી:—હવે-૩
કાયા કોટડીમાં કેદ કરીને, સહુ સ્થળમાંએ ફરતા.
કહું છું હરિનાં દર્શન કરાવો, કાન નથીએ ધરતા:—હવે-૪
અહોનિશ અંધારે રાખે, સત્ય દીપકથી દૂર.
અંધસમી જ્યાં ત્યાં અથડાતી, નિરખું નહિ નિજનૂર;-હવે-૫
આજ સાંભળ્યું આવ્યાં દ્વારકાં, પણ દર્શન કેમ કરૂં.
શ્રીરણછોડ કાદ છોડાવો, તો તો તમને વરૂં:—હવે-૬
વ્યાપક છો વિશ્વંભર સઘળે, એવું વદતા વેદ.
દહેરામાં પણ હું નવ દેખું, શાને રાખો ભેદ:—હવે-૭
દયાનિધિ અપરાધ અનંત છે, માફ કરોને નાથ.
માયાનો પટ દૂર કરીને, હરજી ઝાલો હાથ;—હવે-૮

આપ વિના કોઇ નહિ મારૂં, અનુભવ મુજને આવ્યો.
પાસે છતાં પણ પ્રભુ ન જાણ્યા, જન્મારો ગુમાવ્યો;—હવે-૯
વિશ્વપતિ વિનતી સુણીને, આવ્યા હણીને અરિ.
મુકુન્દપતિ મારો ઓળખતાં, આજે બેઠી વરી—હવે-૧૦

ભાવાર્થ—આ સંસાર અપાર સમુદ્રરૂપ છે. તેમાથી પાર જવું એ મનુષ્ય જન્મનું મુખ્ય કર્ત્તવ્ય છે. પરંતુ દ્વૈતદળમાં રમનારો જીવાત્મા પ્રથક્ શરીરનો અભિમાની હોવાથી તે એકાએક પાર જઇ શકતો નથી જગતમાં જન્મ ધારણ કર્યા પછી અમુક સમયે દરેક વ્યક્તિની વિચાર શક્તિ જાગ્રત્ થાય છે. ત્યાર બાદ તેના મનમાં જેવા પ્રકારના સંસ્કારો પડયા હોય તથા આસપાસના સંગથી જે શુભાશુભ પોષણ મળ્યું હોય તે પ્રમાણે તે પુરૂષનું નાસ્તિક અગર આસ્તિક વલણ થાય છે: સંસારને સત્ય સમજી નામરૂપવાળા પદાર્થમા જ જેની આસકિત બંધાણી છે એવો જીવાત્મા, પૈસાદિ માયીક પદાર્થોમાંજ રચ્યો પચ્યો રહે છે. ગમે તેવા પ્રપંચને પાપો કરીને પોતાનો સ્વાર્થ સાધવાનુંજ તેને સુઝે છે. તે પુરૂષ આસ્તિક દિશાને સંસારનો સખત ફટકો પડયા વિના પકડી શકતો નથી. પરંતુ જન્મ જન્માન્તરના પુણ્ય પ્રભાવથી જેનો જન્મ પવિત્ર અને ધાર્મિક વૃત્તિના માતા પિતાથી થયો છે તેવો શુભ સંસ્કારી પુરૂષ પ્રથમથીજ આસ્તિક હોય છે. તે સૃષ્ટિના પદાર્થોને નાશ પામતા જોઇ પોતાના મનમાં વિચાર કરે છે કે હું કોણ ? અહીં શા માટે આવ્યો છું ? મારૂં કર્ત્તવ્ય શું ! અંતમાં મારે જવાનું કયાં ? આવા વિચાર કરી પરમાત્મા તરફ વળે છે. પ્રભુશરણે જનારાને અભિમાન હોતું નથી છતાં અભિમાન થાય તો ને પડે છે. પરંતુ દયાસિંધુ

ભગવાન્ પોતાના ભકતનો નાશ-અગર પાત થવા દેતા નથી. કારણ શ્રીમદ્ ભગવદ્ગીતામાં સ્વમુખથી કહે છે કે **नमे भक्तः प्रणश्यति** અર્થ મારો ભકત નાશ પામતો નથી. તે ભકતપર ગમે તેવા દુઃખને નાખી તેને જાગ્રત કરી નિરાભિમાની બનાવી દેછે જીવાત્મા ગમે તેટલો બુદ્ધિમાન્ હોય, પંડિત હોય છતાં પોતાને બળે તરી શકવા શકવા સમર્થ નથી. પરમાત્માનું શરણુ લે ત્યારેજ તે તરી શકે છે. શ્રીકૃષ્ણચંદ્ર અર્જુન પ્રતિ કહે છે કે. **दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया । मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ॥** મારી આ ત્રણ ગુણવાળી દૈવીમાયાને તરવી બહુ કઠિન છે જેઓ મનેજ શરણે થાય છે તેઓજ એ માયાને તરે છે. માટે માયા તરનારે પરમાત્માનો જ આશ્રય લેવો જોઇએ. તે પ્રમાણે કોઇ જિજ્ઞાસુની બુદ્ધિ પરમાત્માને શરણે રહેવા તૈયાર થઇ શરણે ગઇ છે. પણ અનેક જન્મથી દ્વૈતમાં રમનારૂં મન વારંવાર સંસાર તરફ વળે છે બુદ્ધિ પોતાના નિશ્ચય પર રહી તેને તે તરફ વાળવા મથે છે અંતમાં પ્રમાથિ મનથી હારી જતાં પરમેશ્વરની સ્તુતિ કરે છે કે—હે. પરમાત્મા! સૃષ્ટિના વિષયો (શબ્દ, સ્પર્શ, રૂપ, રસને ગંધ) માં રાત દિવસ રમનારૂં મન મને તેના તરફજ ખેંચી જાય છે. સંસારના દૃશ્યમાં સુખ નથી એ નાશ પામી જનારા છે એવું કરોડો વખત તેને અનેક પ્રકારની યુકિતથી સમજાવ્યા છતાં તે માનતું નથી. અને વારંવાર નામ રૂપમાંજ અથડાયા કરે છે. તેને પાછું વાળવા સારૂ મારે વારંવાર તેની પાછળ જવું પડે છે એટલે એની સાથે ફેરા ફરી ફરીને હવે તો હું હારી ગઇ છું. માટે કૃપાળુ પ્રભુ આપ જ તેને સ્થિર રાખવા કૃપા કરો તો સારૂં. તે મન મૂર્ખ છે. કારણ અનેક વખત તેને સમજાવ્યું છતાં માનતું નથી એ મનની સાથે

મારા પર જે સંસ્કાર થયા છે એ જ્યારે યાદ કરૂં છું ત્યારે મને કંપારી છૂટે છે છતાં એ એવું વિલક્ષણ છે કે મને પોતાની ધારણા પ્રમાણે દોરી જાય છે!! એ મન મને અનેક પ્રકારની આશાઓ આપે છે. ઘડીમાં તે એમ સમજાવે છે કે શરીર નિરોગી હોય તો ઈશ્વરની ભક્તિ થાય માટે કસરત કરી, દવાઓ ખાઇને પણ શરીરને રોગ મુક્ત કરવું. આ પ્રકાર આચરતાં જ્યારે શરીર સુદૃઢ બને છે ત્યારે બળનું અભિમાન કરી એ કોઇને ગાંઠતું નથી અને પરમાત્માની ભક્તિને છોડી સંસારનાં સુખો મેળવવામાં રમવા લાગે છે. એજ પ્રમાણે પલમાં પુત્રમાં સુખની આશા બંધાવે છે. તો બીજી જ ક્ષણે સ્ત્રીની આશા કરાવી તે દિશામાં દોડાવે છે. એમ સ્ત્રી, પુત્ર, ધન, વિગેરેની આશાની પોટલી—ગાંઠડી મહેનત કરીને માથા ઉપર લીધી અને ૮૩ ૯૯ ૯૯૯ યોનિઓમાં જન્મમરણ અનુભવી અંતમાં ચોરાશી લાખમી યોનિ મનુષ્ય જન્મ આવ્યો છે. એટલે મુસાફરી પૂરી કરી છે. મનુષ્ય જન્મ એ મોક્ષનું દ્વાર છે. જો માણસ તેમાં જાગ્રત થઈ મોક્ષ માર્ગે વળી જાય તો જન્મમરણથી છૂટી જાય છે અને વિષયમાં રચ્યો પચ્યો રહે છે તો પુનઃ ચક્રમાં ચડે છે. તેજ પ્રમાણે મને પણ લાગે છે. માટે હે પરમાત્મા હવે તો હું હારી છું માટે આ ચક્રમાંથી આપજ છોડાવો અસ્તુ-૧

**ભાવાર્થ**—જરાયુજ ( ઓરથી ઉત્પન્ન થનારાં માણસ, પશુ, વિગેરે ) અંડજ ( ઇંડામાંથી ઉત્પન્ન થનારાં. પક્ષીઓ વિગેરે ) સ્વેદજ ( પરસેવામાંથી ઉત્પન્ન થનાર. જૂ, માકડ વિગેરે ) ઉદ્‌ભિજ ( પૃથ્વીને ફાડીને ઉત્પન્ન થનાર ઝાડ, વેલા વિગેરે ) એ ચાર પ્રકારની ખાણોમાં ચોરાશીલાખ યોનિઓ છે તેમાં ફરતાં ફરતાં અર્થાત્ દરેક જાતિમાં અનેક યાત્રીઓ મળ્યાં. પણ એ બધાં ચોરાસીલક્ષમાં

યાત્રા કરનાર પંથીઓજ હતા. પ્રાણી માત્રને સ્ત્રી, પુત્ર, માતા, પિતા, કુટુંબ વિગેરે હોયજ છે. અને તે સર્વ પોતપોતાના લેણા દેણા પ્રમાણે એક બીજાની સાથે આવે છે. જેમ આપણે ધર્મશાળામાં ઉત્તરીએ છીએ ત્યારે અનેક માણસો ઉતરેલાં હોય છે. પણ રેલ્વેનો સમય થતાં સર્વ પોત પોતાને માર્ગે ચાલવા લાગે છે તેમ સર્વ પ્રકારની યોનિમાં પણ મળેલાં સમ્બન્ધીઓ લેણાદેણી પૂરી થતાં પોત પોતાને માર્ગે ચાલવા લાગે છે. સંસારમાં મળનારા સંમ્બન્ધીઓ સુખ કે દુઃખ જે આપવા આવ્યાં હોય છે તે પ્રમાણે આપીને અ-થવા લઇને પરવારે છે એટલે જુદાં પડે છે તે અનુભવ પણ આ સંસારમાં ઘણી વખત થયો માટે હવે તો હું હારી ગઇ છું. માટે હે પ્રભુ આ કષ્ટથી આપજ મુક્ત કરો.

**ભાવાર્થ**:—જગત્માં જન્મ ધારણ કરીને મનુષ્ય કર્મ કરે છે, કર્મથી દેહયોગ થાય છે. દેહને લઇને પ્રિય અને અપ્રિય દેખાય છે. તેથી પ્રિયમાં રાગ અને અપ્રિયમાં દ્વેષ થાય છે. રાગદ્વેષથી પુનઃ કર્મ પ્રવર્તે છે. તેથી ધર્મ અધર્મ ઉત્પન્ન થાય છે ને તેથી અજ્ઞાનીને દેહની પ્રાપ્તિ થાય છે. એ પ્રમાણે આ સંસાર ચક્ર ફરે છે. સંસારમાં સુખ મેળવવા ઇચ્છનાર મનુષ્યો પુણ્યકર્મ કરે છે. અને મેં અમુક પ્રકારનું પુન્ય કર્યું છે તેથી મને અમુક પ્રકારનું સુખ મળશે એવું અભિમાન કરી નિશ્ચય બાંધે છે (શ્રદ્ધા રાખે છે) તેનુંજ નામ સંપત્તિ સાથે. બાંધી લીધી એમ કહેવાય છે. મનુષ્યો અમુક પ્રકારનું સુખ મેળવવા મનમાં જે કામના—ઇચ્છા. તૃષ્ણા રાખે છે તેજ વળાવો (રક્ષક છે) કામજ સર્વ પ્રકારની આસુરી સંપ-ત્તિનું મૂળ છે કારણ શ્રીમદ્ ભગવદ્ ગીતામાં લખ્યું છે કે **કામાત્મો**-

**ध्रोभिजायते** અર્થ કામથીજ ક્રોધ ઉત્પન્ન થાય છે. સુખ સંસ્કારના ભોગને સાચવનાર કામ અને કામથી ક્રોધ થતાં પાપ થાય એટલે દુઃખ આપનાર ને સુખ લૂંટનાર પણ તે કામજ. માટે કહે છે કે જેને સાચવવા સારૂ સાથે લીધા હતા તેણેજ મને બાંધી લીધો અર્થાત્ મનુષ્ય પુન્ય પાપના અભિમાનથીજ બંધાય છે. માટે બુદ્ધિ પ્રભુની પ્રાર્થના કરે છે હે પ્રભુ એ અભિમાનમાંથી પણ આપજ છોડાવો.

**ભાવાર્થ**—પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ. અને આકાશ એ પંચીકૃત પંચમહાભૂતનું આ દૃશ્ય સ્થૂલ શરીર બંધાએલું છે. આત્મા સર્વત્ર વ્યાપક એક અને અખંડ છે છતાં દેહાભિમાનથી પોતાને પરિચ્છિન્ન જુદો માને છે. એનુંજ નામ કાયાકોટડીમાં કેદ કરવા પણું છે. દેહાભિમાન બંધાતાં આત્મા ફસાઇ જાય છે પણ મન તો કલ્પના દ્વારા સર્વત્ર ફરતુંજ રહે છે. કારણ જે જે વૃત્તિઓ ઉત્પન્ન થાય છે તે સર્વ મન છે એમ શ્રુતિ કહે છે. **कामः संकल्पो विचिकित्साश्रद्धाश्रद्धाधृतिरधृतिर्ह्रीर्धीर्भीरित्येतत्सर्वं मन एव ॥** અર્થ કામ, સંકલ્પ, સંશય, શ્રદ્ધા, અશ્રદ્ધા, ધીરજ, અધૃતિ, શરમ, બુદ્ધિ, ભય એ સર્વ મનજ છે. આ વૃત્તિઓ બહારજ ફરે છે. એને અનેક વખત કહુંછું મને પરમાત્માનાં દર્શન કરાવો. ઇશ્વરનાં દર્શન કરવાનું પણ મનનેજ આશરે છે. **मन एव मनुष्याणां कारण बंधमोक्षयोः ॥** મનુષ્યનું મનજ બંધ અને મોક્ષનું કારણ છે. એટલે મન જો એકાગ્ર થાય તો પરમેશ્વરનાં દર્શન થાય, પણ મન એકાગ્ર કરવું એ અભ્યાસ વિના બનતું નથી. ઇશ્વર કૃપા વિના અભ્યાસ પણ થતો નથી માટેજ પ્રભુની પ્રાર્થના કરે છે કે હે પ્રભુ આપજ છોડાવો.

**ભાવાર્થ:**—માયામાં લુબ્ધ થએલું મન વાસનાઓ છોડી શકતું નથી જગત્ મિથ્યા છતાં તે સત્ય હોય એવી મનમાં ભ્રાન્તિ-ઓ થયાજ કરે છે. તેથી બુદ્ધિ ફરીઆદ કરે છે કે. મન તે અહો-નિશ અંધારામા રાખે છે. **या निशा सर्वभूतानाम्** ભૂતોની રાત્રી તે જ્ઞાનીનો દિવસ છે અજ્ઞાનરૂપ અંધકારમાં સત્ય દીપક કદિ દેખાતો નથી સર્વ વિશ્વનું અધિષ્ઠાન ચેતન છે. છતાં સમુદ્ર કિનારે ઉભેલો માણસ જ્યાં સુધી તરંગ અને બુદબુદા જુએ છે ત્યાં સુધી તેની જલવૃત્તિ થતી નથી તેમ જગતને જોનારની પણ આત્માકાર વૃત્તિ થતી નથી-સત્ય સમજાતું નથી. ત્યાં સુધી જીવાત્મા અજ્ઞાન અંધકા-રમાં અથડાયાજ કરે છે સંસારમાં સુખ સમજી અનેક વસ્તુઓ મે-ળવવા વારંવાર અથડાયાજ કરે છે ને વાસનાના પડદાને વધારે ઘટ્ટ કરે છે. વાસના જ્યા સુધી નાશ ન પામે ત્યાં સુધી આત્માનું આવરણ ખસતું નથી અને આવરણ દૂર થયા વિના જ્ઞાનરૂપ અગર પ્રકાશરૂપ આત્માનો બોધ થતો નથી માટે કહે છે કે હે પ્રભુ આ અજ્ઞાનમાંથી આપ મુક્ત કરો. અસ્તુ.

**ભાવાર્થ**—શ્રીમજ્જગદ્ગુરૂ શંકરાચાર્યે વિવેક ચૂડામણિ નામે ગ્રંથમાં કહ્યું છે કે **जन्तूनां नरजन्म दुर्लभमतः ॥** સર્વ પ્રાણી-ઓમાં માણસનો જન્મ થવો એ દુર્લભ છે તેમાં પણ પુરૂષપણું મળવું એ તેનાથી કઠિણ છે. ટુંકામાં માણસનો જન્મ એ મોક્ષનું દ્વાર છે. માટેજ પાણીના પરપોટાની પેઠે ફુટી જનારા, મળ, મુત્ર અને રૂધીર, માંસ હાડ વિગેરેથી ભરેલા દેહને ઉત્તમ ગણવામા આવ્યો છે. તેના વડેજ મોક્ષ છે. તેજ દ્વારાપુરી છે. એવું ઉત્તમ મનુષ્યત્વ મળ્યુ છે છતાં બુદ્ધિ કહે છે હે પ્રભુ ! હું દર્શન શી રીતે

કરૂં ? કારણ અનેક પ્રકારની આશાઓ અનંત જગ્યામાં અથડાવી સુખને માટે ફોકટ ફાંફાં મરાવે છે. અને છોડવા ઘણી વખત વિચાર કરૂંછું. પણ એ આશા ત્યજીને જતીજ નથી. ગમે તે યુક્તિથી ને ગમે તેવા રૂપથી પુનઃ પુનઃ એ પાછી આવે છે ; ! આપ રણને છોડાવનાર રણછોડ છો. મનમાં વાસનાઓ અનંત છે તેથી સ્થૂલ સુખ ભોગવવાની વાસના પણ અનન્ત છે એ સર્વને જો આપ છોડાવો તોજ છૂટે એમ છે વાસના નાશ થઇ જાય તો મનના વિકલ્પો સમાતાં બુદ્ધિ ઇશ્વર સાથે એક થઇ જાય. અભેદ ભાવના થવી સર્વત્ર આત્મા જોવો એજ પરમાત્માને વરવાપણું છે. માટે બુદ્ધિ કહે છે હે પરમેશ્વર તમેજ દ્વૈત જાળમાંથી મુક્ત કરો.

**ભાવાર્થ**—વેદ વદે છે કે **सर्वं खल्विदं ब्रह्म** **અર્થ**—આ સઘળું નિશ્ચય બ્રહ્મજ છે અગર અસ્તિ ( છે ) ભાતિ ( ભાસે છે—પ્રકાશે છે ) પ્રિય ( વહાલું ) એ ત્રણે અંશે સૃષ્ટિના નામ રૂપાત્મક સર્વ પદાર્થોમાં પરમાત્મા વ્યાપક છે એમ વેદ કહે છે. વસ્ત્રમાં જેમ સૂત્ર સિવાય બીજું કાંઇ પણ નથી. સૂત્ર કાઢી લઇએ તો વસ્ત્ર રહેજ નહિ તેમ નામ અને રૂપમાંથી અસ્તિ, ભાતિ અને પ્રિય અંશ લઇ લેવાથી પણ કશુ રહેતું નથી. એટલે સિદ્ધજ થાય છે કે પરમેશ્વર સર્વત્ર વ્યાપક છે. સર્વત્ર વ્યાપક એટલે દેવાલયમાં પણ હોવાજ જોઇએ પણ પરમાત્મા આપનાં દર્શન મને થતાં નથી. શાસ્ત્રમાં દેહનેજ દેવાલય કહેલ છે. **देहं देवालयं प्रोक्तम्** દેહ એજ દેવાલય છે તેમાં આપનાં દર્શન થતાં નથી. આવા પ્રકારનો ભેદ હે પરમાત્મા શા માટે રાખો છો ? અજ્ઞાન રૂપ આવરણને દૂર કરવામાં આપની મદદનીજ જરૂર છે માટે આપ સહાય કરીને આ કષ્ટમાંથી છોડાવો.

**ભાવાર્થ**—હે પરમાત્મા આપ દયાના સમુદ્ર છો. એટલે આપની દયા અપાર છે તેમ મારા અપરાધ અનંત છે. એટલે બેઉ અપાર છે. સમુદ્રમાં નાખેલી વસ્તુ ક્ષારના યોગથી શુદ્ધ થઇ જાય છે. તેમ પાપ પણ પ્રભુના સંગથી નાશ પામી છુટી જાય છે. માટે પ્રમાણે પરમાત્મા ! આપ ક્ષમા કરો. ગમે તેવાં પાપો હોય પણ પ્રભુમાં સમાતાં બળી જાય છે. અગ્નિમાં લીલાં સૂકાં ગમે તેવાં લાકડાં નાખીએ તો બળી જાય છે તેમ પાપ પ્રલય થાય છે. તો અપરાધ ક્ષમા કરો. અને માયાનો પડદો દૂર કરો. માયા એ બહુ વિલક્ષણ તત્ત્વ છે. તે એકાએક ઓળખાતી નથી. હમેશાં નવાં નવાં સ્વરૂપ ધારણ કરે છે. અને જીવાત્માને જોત જોતામાં ફસાવે છે. માણસ ગમે તેટલો સાવધ રહે પણ અંતે ફસાય જાય છે. માણસ ઇશ્વરની ભક્તિ કરવા લાગે છે. ત્યારે નિરાભિમાની રહે છે અમુક કાળ પછી હું ભક્ત છું એવું અભિમાન કરી બીજાને હલકા ગણવા લાગે છે એનુંજ નામ માયાની ફસાવટ તો એમાંથી બચાવીને અહંતા મમતા દૂર કરીને મારો હાથ ઝાલો. અર્થાત્ અભિમાન છોડાવો કારણ હવે દ્વૈત ભાવનાથી હારી ગઇ છું માટે આપજ આમાંથી મુક્ત કરો. ૐ.

**ભાવાર્થ**—સંસારમાં માતા, પિતા, બહેન, બંધુ, સ્ત્રી, પુત્ર મિત્ર વિગેરે અનેક સમ્બન્ધી છે અને એમજ ભાસે છે કે આ બધાં મારાં છે. પણ વસ્તુતઃ વિચાર કરતાં સમજાય કે એ સર્વ સ્વાર્થનાજ સગાં છે. વ્યવહારમાં સર્વને અનુભવ છે કે જ્યાંસુધી સ્વાર્થ સિદ્ધ થાય એવું જણાય ત્યાં સુધીજ સંબંધ રાખે છે. સ્વાર્થનો ભંગ થતાં તે લડીને જુદા પડે છે. ત્યારેજ સમજાય છે કે આ સંસારમાં ઇશ્વર સિવાય આપણું કોઇ ખરૂં સમ્બન્ધી નથી. અથવા

જ્યારે આપણાપર દુઃખ આવી પડે છે ત્યારેજ ખરી વાત સમ-જાય છે. મહાત્મા તુલસીદાસ કહે છે કે “ધીરજ ધર્મ મિત્ર અરૂ-નારી, આપ્તકાળ પરખીએ ચારી” ત્યારેજ અનુભવ આવે છે. ત્યારેજ સમજાય છે કે પરમાત્મા પાસે છતાં તેમને રંજન કરવા કાંઈ ન કર્યું અને ગમે તેટલું કર્યા છતાં જે કદિ પણ ખરેખરા ખુશી થાય નહિ. કદિ તેમનો સ્વાર્થ સિદ્ધ થાય ત્યાં સુધી ખુશી થયા જેવાં દેખાય ને સહજ વાંકું પડતાં પાછા કોપી ઉઠે તેવાને માટે અ-થાગ મહેનત કરી એ પણ ભુલ જ છે. પણ હૃદયમાં રહેલા ઇશ્વરને જાણવા કે અંતઃકરણને સંતોષ કરવા કાંઇપણ
હૃદયમાં ઇશ્વર છે એવું શ્રીકૃષ્ણ કહે છે **ईश्वरःसर्व भूतानां हृदेशेऽर्जुन तिष्ठति.** હે અર્જુન સર્વના હૃદયમાં ઇશ્વર છે તેને જાણ્યા વિના મનુષ્ય પોતાનો જન્મારો વૃથા ગુમાવે છે. નકામો કાઢે છે. કારણ મનુષ્ય જન્મ ધારણ કરીને જો મોક્ષ ન મેળવ્યો અને ચો-રાશીમાં અથડાવા પાછો વળ્યો તો તેનો ફેરો પણ અફળ જ જાણવો. આ સંસારમાં ખરો મરી ગએલો પુરૂષ તેજ કહેવાય કે જેને ફરી જન્મવું જ ન પડે બાકીના પાછા થયા ગણાય તો હે પ્રભુ ફરી ફેરામાં આવવું ન પડે માટે આપજ છોડાવો હું તો હારી ગઇ છું.

**ભાવાર્થ**—વિશ્વપતિ એટલે વિશ્વના નિયામક, સંસારમાં રહે-નારા જીવાત્માઓ જે પુન્ય પાપ કરે છે તે જેનાં પાપ અગર પુન્ય તે પ્રમાણે તેને સુખદુઃખ આપે છે માટે વિશ્વનો પતિ છે. તેજ મારી અરજી સાંભળીને, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, અને મત્સરરૂપ શત્રુ-ઓને મારીને પધાર્યા, અંતમાં કહેવાની મતલબ એ છે કે જ્યારે સર્વ આંતર શત્રુઓનો જય થઇ જાય છે, વાસનાઓ ઓગળી જાય

છે અને નિત્ય નિત્ય અભ્યાસ કરતાં કરતાં પરમેશ્વર તરફ મનની એકાગ્રતા દૃઢ થતી જાય છે પરમેશ્વર અને શાસ્ત્રપર દૃઢ શ્રદ્ધા રહે છે. ત્યારેજ ઇશ્વર ઓળખાય છે. માણસ ગમે તેટલો બુદ્ધિમાન હોય પણ પોતાની મેળે ઇશ્વરને જાણી શકતો નથી શ્રુતિપણ કહે છે કે आचार्यवान् पुरुषोवेद. જેણે બ્રહ્મનિષ્ટ ગુરૂપાસેથી પરમેશ્વરને જાણુવા પ્રયત્ન કર્યો હોય તેજ જાણી શકે, શાસ્ત્રને ત્યજીને પોતાનેજ ડહાપણનો ભંડાર સમજી મન માન્યા તર્કો કરે તેથી તત્ત્વ હાથમાં આવતું નથી અગર કોઈ મૂર્ખ મનુષ્ય એમ વિચાર કરે કે ઘણા પંડિતો અને કવિઓ વા ચતુરપુરૂષો વિચાર કરે છે તે પોતાના વિચારને સાચા કરવા બીજાના તોડે છે. તેજ પ્રમાણે આપણે કરીએ તે વિચાર પણ કેમ સત્ય ન હોય? હોવાજ જોઇએ. માટે આપણા વિચારની બીજાની પાસે પરીક્ષા કરાવવાની જરૂર નથી. પરંતુ આ બાબતમાં તેમની મહાન્ ભુલ છે. કારણ પંડિતો વિગેરે જે વિચાર કરે છે તે શાસ્ત્રનો આધાર લઇને કરે છે તથા તેમાં અનુભવ પણ જોડે છે, જે જાતે કંઈ અનુભવ કરી શકતો નથી તેમ શાસ્ત્રનો જેને ગંધ પણ નથી તેમજ પોતાના વિચારોને સુધારી શકવાની શક્તિ નથી તેવો મનુષ્ય ઉપર કહ્યા પ્રમાણે પોતાના મનનું ખોટી રીતે સમાધાન કરે છે. અને જાતે ખાડામાં પડી પોતાના સમ્બન્ધમાં આવનારને પણ અવળે રસ્તે દોરે છે એ એક પ્રકારનું પાપજ છે. માટે પ્રથમ જાતની મૂર્ખાઇ દૂર કરવી જોઇએ નહિતો मूर्खा निंदन्ति पण्डितान् મૂર્ખાઓ પંડિતને નિંદે છે એ કોટિમાં આવી જવાય માટે જાગ્રત રહેવું ટુંકામાં પંડિતનાં વચન, શાસ્ત્રનો આધાર અને પોતાનો અનુભવ એ ત્રણ ન મળે તો સમજવું કે આપણે ઉલટી દિશામાં

જઇએ છીએ, એમ થયા છતાં જીવશમભદ ન બનવું. પણ પોતાની બુદ્ધિનો દોષ કબુલ કરી ત્રણેને મેળવીને જ ચાલવું. એમ કરતાં મુકુંદ આત્મા જે સર્વનો પતિ છે તે નિશ્ચયરૂપે બુદ્ધિમાં સમજાતાં અભેદ ભાવના દૃઢ થાય છે એટલે સર્વત્ર એક જ તત્વ સમજાય છે તેનુંજ નામ આત્માને વરવું છે પછીથી જન્મમરણુજ રહેતાં નથી તો પછી હારવા જીતવાનું પણ રહેતું નથી ત્યારેજ શાન્તિ થાય છે માટે ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

## સ્તવન ૨ જું.

ભેદ ભાવનામાં ભમતા મનને સમજાવેલો સ્વરૂપ દૃષ્ટિનો અભ્યાસ.

(કવ્વાલીને મળતો)

કદાપિ કો તુને નંદે, તદાપિ રૂપ તે તારૂં;
કદાપિ કો તુને વંદે, તદાપિ રૂપ તે તારૂં. ૧
કદાપિ કો તુને મારે, તદાપિ રૂપ તે તારૂં;
કદાપિ કોઇ ઉગારે, તદાપિ રૂપ તે તારૂં. ૨
કદાપિ કો કરે દુઃખી, તદાપિ રૂપ તે તારૂં;
કદાપિ કો કરે સુખી, તદાપિ રૂપ તે તારૂ. ૩
કદાપિ મૂળગું જાએ, તદાપિ રૂપ તે તારૂં;
કદાપિ લાભ તો થાએ, તદાપિ રૂપ તે તારૂં. ૪
કદાપિ કો કહે માની, તદાપિ રૂપ તે તારૂં;
કદાપિ કો કહે જ્ઞાની, તદાપિ રૂપ તે તારૂં. ૫

કદાપિ કો કહે ભોગી, તદાપિ રૂપ તે તારૂં;
કદાપિ કો કહે યોગી, તદાપિ રૂપ તે તારૂં. ૬
કદાપિ દેખતું કુડું, તદાપિ રૂપ તે તારૂં;
કદાપિ દેખતું રૂડું, તદાપિ રૂપ તે તારૂં. ૭
જુવે જુદું જહાં સુધી, તહાં સુધી સહુ તારૂં;
બની જા તુંજ જોવાનું, નહિ જુદું નાહ તારૂં. ૮
નહિ તારૂં નહિ મારૂં, નહિ ત્યાં જગતનું લારૂં;
નહિ ત્યાં દ્વન્દ્વનું બારૂં, નઠારૂં ને નહિ સારૂં. ૯
સમી જાતાં સદા તેમાં, પછી જે જે અને જે જે;
અહા મુકુન્દ સહુ ઠામે, સદા છે છે અને છે છે. ૧૦

---

ભાવાર્થઃ—વ્યવહારમાં સર્વને અનુભવ છે કે બાળક સમજતું નથી ત્યાં સુધી તેને સુખદુઃખ આવે તો તે વેઠીનેજ રહે છે. પણ સમજનાર તો વિચારદ્વારા મનનું સમાધાન મેળવી લે છે. તેવોજ પ્રકાર જ્ઞાન પ્રાપ્ત થયા પછી થાય છે. કારણ જ્ઞાની પુરૂષકોનો સંગ કરનારા અનેક પુરૂષો આવી મળે છે. બહુધા સંસારીઓ સ્વાર્થપરાયણ હોય છે. તેથી જો તેમના સ્વાર્થનો ભંગથાય તો તેઓ નિંદા કરવા લાગે છે અગર આ સંસારમાં એવા પુરૂષો પણ જોવામાં આવે છે કે બીજાનો ઉત્કર્ષ સહન ન કરી શકવાથી પણ તેનિંદામાં ઉતરી પડે છે. આ સંસારમાં નિંદા અને સ્તુતિનું દ્વન્દ્વ સદા સાથે રહે છે. સાક્ષાત ઈશ્વરને પણ નિંદનાર અને વંદનાર નાસ્તિકો અને આસ્તિકો છે તો પછી બીજાની તો વાતજ શી? માટે કોઇ વિચારવાન પોતાના મનને સમજાવે છે કે અજ્ઞાનીઓ

જેને જગત્ કહે છે તે વસ્તુતઃ આત્માજ છે. એજ સર્વત્ર છે પણ દરેક જીવનું સૂક્ષ્મ શરીર તેનાં કર્માનુસાર, સાત્વિક, રાજસ કે તામસ હોય છે. તેથી તેને વશ થએલો જીવ તેવાંજ કર્મ કરે છે. તેવા જીવની ધારણા જો પાર પડતી નથી તો તે નિંદામાં ઉતરી પડે છે. તેને જોઇ પેલો પુરૂષ પોતાના મનને સમજાવે છે કે જે નિંદા કરે છે તે પણ તારૂંજ સ્વરૂપ છે અરે તું પોતેજ છે. અહીં એટલો વિચાર આવે કે આપણે આપણી નિંદા શી રીતે કરીએ! વ્યવહારમાં તો કદિ પણ એવું જણાતું નથી પણ તેનાથી ઉલટો જ અનુભવ થાય છે એટલે માણસો પોતાનાં વખાણ કરે છે; પણ જરા વિચાર કરે તો આ વાત ખુલ્લી થઇ જાય તેવી છે. તે આપણે વિચારીએ પ્રથમ માણસ આપણી સાથે સંસર્ગમાં રહે છે અને આધીન રહે છે. પણ કોઈ વખત આપણા અને તેના વિચારમાં ભેદ પડે છે એટલે તે આપણાથી છૂટો થઇ જાય છે; પછીથી તેણે આપણે ત્યાં જે જે બાબતો જોઇ હોય છે તેને નિંદાના રૂપમાં કહેવા લાગે છે. દાખલા તરીકે કોઇ સાધુ પાસે કોઈ ગૃહી જતો હોય પછી તે વિરૂદ્ધ પડી એમ કહેવા લાગે કે અમુક સાધુ વ્યભિચારી છે. આમ બોલવામાં બે પ્રકાર સમાય છે. પેલો સાધુ જો વ્યભિચારી હોય છે તો તેને જાગ્રતિ મળે છે અને લોક ભયથી તે સુધરે છે. કદિ તેમ ન હોય અને કહેનારો પુરૂષ જાતેજ વ્યભિચારી હોય તો તે વ્યભિચારી પ્રકૃતિને નિંદે છે. એટલે પોતેજ પોતાને નિંદે છે. અથવા આત્મા સર્વત્ર એક છે અને પ્રકૃતિ જુદી જુદી છે. તેથી નિંદા પ્રકૃતિ શરીરની છે. અને આત્મા નિંદા રહિત છે. માટે તે પણ આપણેજ છીએ તે પ્રમાણે વંદન કરનાર પણ પ્રકૃતિ છે. પ્રકૃતિ

શરીર કાંઇ શરીરને વંદન કરતું નથી પણ એ શરીરમાં રહેલ આત્માને વંદન કરે છે એટલે નીંદાને કરનાર અને વંદન કરનાર બેઉ મનને કહે છે તારાંજ સ્વરૂપ છે.

**ભાવાર્થ**—આ સંપૂર્ણ પદમાં એકજ સિદ્ધાન્ત નક્કી કરેલો છે કે જે દ્વન્દ્વ દેખાય છે તે બધાં પ્રકૃતિજન્ય એટલે માયાનાં છે અને માયા તે પરબ્રહ્મનું વિવર્ત છે. વિવર્ત એટલે પોતાનું મુળરૂપ બદલ્યા વિના બીજા રૂપે દેખાવું તે જેમ દોરડી અંધારામાં પોતે બદલાયા વિના સર્પરૂપે દેખાય છે તે અથવા બાજી રમવા બેઠેલા બે ભાઇબંધો મિત્ર છતાં રમતમાં એક બીજાની કાંકરી [સોગઠી] મારે છે તેવું આ દ્વન્દ્વ છે એજ મુખ્ય આકૂત [સાર] છે. તે સમજાવવા કહે છે કે કોઇ મારે તોપણ તે તારૂંજ રૂપ છે અને ઉગારે તો પણ તે તુંજ છે. હવે પોતે પોતાને કેવી રીતે મારે છે તેનો એક દાખલો લઇએ વિશ્વામિત્રે તપના પ્રભાવથી બ્રહ્મા પાસે બ્રહ્મર્ષિ કહેવરાવ્યું પણ બ્રહ્માએ એટલી જગો રાખી કે વસિષ્ઠ જ્યારે બ્રહ્મર્ષિ કહેશે ત્યારેજ તમે ખરા બ્રહ્મર્ષિ થશો ત્યા સુધી તો રાજર્ષિ રહેશો. એથી શસ્ત્રોસહિત વિશ્વામિત્ર વસિષ્ઠની પાસે આવ્યા એટલે તેમણે રાજર્ષિ કહીને બોલાવ્યા. પછીથી બ્રહ્મર્ષિ થવાની ધુનમા ચડેલા વિશ્વામિત્ર ઉલટે માર્ગે ઉતર્યા તેમણે અનેક પ્રકારથી તેમને સતાવવાનીજ તજવીજ કરવા માંડી વસિષ્ઠના સો પુત્રોને પણ તેમણે મારી નાખ્યા વિશ્વામિત્ર જેવા તપસ્વી પણ બ્રહ્મર્ષિ થવાની મમતામાં રાક્ષસના જેવાં કર્મ કરવા તૈયાર થયા તો પછી સામાન્ય માણસની તો વાતજ શી ? એ તો પોતાને મોટો ગણાવવા માણ જાણે કેવાંએ કર્મો કરે અંતમાં વિશ્વામિત્રને એ વીચાર

આવ્યો કે વસિષ્ટને મારી નાખું એટલે પછી મને કોઇ રાજર્ષિ કહેનાર રહેશે નહિ. પૂર્ણિમાને રોજ નક્કી કરી તેમને મારી નાખવા ગયા તે વખતે વસિષ્ટ અને અરૂન્ધતી વાતો કરતાં હતાં અરૂન્ધતી એ પૂછ્યું ચાંદની કેવી નિર્મળ ખીલી છે? વસિષ્ઠે જવાબ આપ્યો વિશ્વામિત્રના તપ જેવી. આ વાત સાંભળી વિશ્વામિત્રનું અભિમાન ગળી ગયું, પોતાની ભૂલ સમજાણી મનમાં વિચારવા લાગ્યા કે વશિષ્ઠનું મે આટલું બધું ખરાબ કર્યું છતાં તેતો મારાં વખાણ કરે છે. બ્રહ્મર્ષિ થવામાં હૃદયની જ વિશાળતા જોઇએ, એમ સમજી તુર્ત વસિષ્ઠ પાસે જઇ તેના ચરણમાં નમી પડયા ત્યારે વશિષ્ઠ બોલી ઉઠયા આવો બ્રહ્મર્ષિ વિચારીએતો સમજાય કે આમાં મરવાનો યોગ લાવનાર પણ વશિષ્ઠ છે ને ઉગારવાનો સમય લાવનાર પણ પોતેજ છે. ટુંકામાં સર્વત્ર આત્મા એકજ છે એ ભાવના ગમે તેવાં દુઃખથી પણ માણસને બચાવે છે.

**ભાવાર્થ**—આપણે આપણને સુખી કરીએ એ વાત માની શકાય. પણ આપણે દુઃખી કરીએ એ વાત માની શકાય તેવી નથી. કારણ પ્રત્યક્ષ આપણે બીજા તરફથી દુઃખ આવતું જોઇએ છીએ. તો તેનો વિચાર અત્રે કરી લઇએ. આપણે જે સારાં નઠારાં કર્મ કરીએ છીએ તેનું સુખ અને દુઃખ ફળ જરૂર મળે છે. પછી તે સુખ કે દુઃખ આપવામાં નિમિત્ત ગમે તે થાય ધારો કે આપણે એક ખરાબ કામ કર્યું તેને કોઇ જાણતું નથી પણ આપણું અંતઃકરણ તો જાણે છે. તે પાપ સૂક્ષ્મરૂપે આકાશ પ્રકૃતિ પ્રદેશમાં ફરી પોષાય છે. પછી એવી પ્રકૃતિનો—સ્વભાવનો જે મનુષ્ય હોય તે દ્વારા તે આપણને નુકસાન કરવા કે દુઃખ આપવા લાગે છે. ઉપરથી જોતાં

આપણને એમ લાગે કે અમુક માણસ આપણને દુઃખ આપે છે. પણ યથાર્થ વિચાર કરીએ તો સમજાય કે તેતો નિમિત્ત માત્ર છે વસ્તુતઃ આપણેજ પોતાને સુખ અથવા દુઃખ આપીએ છીએ. આ રીતે પણ આપણેજ છીએ માટે કહેવામાં આવે છે કે તે તુંજ છે. જ્ઞાની પુરૂષો આવા પ્રકારની વિચાર દૃષ્ટિથીજ ગમે તેવો અપરાધ કરનાર હોય તેને માફી આપે છે. કારણ એ સમજે છે કે આતો બિચારો નિમિત્ત છે એ વાત શ્રીકૃષ્ણે અર્જુન પ્રતિ કહી છે કે **निमित्तमात्रं भव सव्यसाचिन्** હે અર્જુન તેના કર્માનુસારમેં બધાને મારીજ નાખ્યા છે પણ તું નિમિત્ત માત્ર થા પ્રકાર આવો છે પણ અજ્ઞાનાવૃત્ત જીવાત્મા આ બાબત સમજતા ન હોવાથી વૃથા અભિમાન કરે છે ને સમજુઓ ક્ષમા આપે છે તેથીજ કોઇ કવિ કહે છે કે—" રાગ દ્વેષ તણાં કાષ્ટો, બાળી પાવક પ્રેમમાં; શાન્તિઃ શાન્તિઃ અતિ શાન્તિઃ ઉપજાવા સર્વ અંગમાં." (૧) મનુષ્યો રૂપથી શોભે, રૂપથી ગુણ શોભતા, ગુણો સહુ જ્ઞાનથી શોભે, તેથી ક્ષમાની શ્રેષ્ઠતા. (૨) દુંકામાં ક્ષમા સર્વથી ઉત્તમ છે માટે ક્ષમા રાખવી. પણ પ્રકૃતિને વશ થએલા જીવો ક્ષમા આપી શકતા નથી અને દેહાભિમાનથી ઉલટા વાંકા પડી સામા થઇ બગડવા તૈયાર થાય છે. જ્ઞાનીતો તેજ ખરો કે મનથી જ ક્ષમા કરી શકે. વાતો તો સર્વ કરે પણ જ્ઞાની તો તેજ કે સમય આવે ક્ષમા આપી શકે.

**ભાવાર્થ**—જગતમાં જન્મ ધારણ કરનારને લાભ હાનિ એક થવાનો સમય આવે છે, તેમાં પણ સમતા રાખવી જોઇએ. કોઇ વખત અનુકૂળ હોય તો લાભ થાય અને પ્રતિકૂલ હોય તો હાનિ થાય માણસે એટલોજ વિચાર કરવો જોઇએ કે જ્યારે આધ્યા-

જન્મ્યા ત્યારે પુન્યના યોગે માત પિતા મળ્યા હતાં. પણ પોતે તો કેવલ પાપ પુન્યજ સાથે લઇને આવેલ છે એજ પ્રમાણે અંતમાં પણ પુન્ય પાપ લઇનેજ જવાનું છે. કોઈ વિદ્વાને કહ્યું છે કે—

**धनानि भूमौ पशवश्च गोष्ठे, भार्या गृहद्वारिजनः श्मशाने देहश्चितायां परलोकमार्गे कर्मानुगो गच्छति जीव एकः** આ શ્લોકને લગતું એક દ્દષ્ટાંત છે કે કોઇ એક ગામમાં એક વાણીઓ રહેતો હતો. તે ગરીબ સ્થિતિમાં સાધુઓની સેવા કરતો હતો એક ચોમાસું કરવા રહેલા મહાત્માએ તેનાપર દયા કરી સુખના સાધનો મેળવવાની યુક્તિ બતાવી તેના યોગથી તે ધીમે ધીમે પૈસાદાર થયો. અને ધનના મદમાં છકી જતાં પુણ્યનો માર્ગ ભૂલ્યો. તેમજ તેના મનમાં પણ લોભ વૃદ્ધિ પામ્યો એટલે ધન રળવામાંજ રચ્યો પચ્યો રહેવા લાગ્યો. પ્રભુનું નામ પણ ભૂલી ગયો; પાંચ સાત વરસે તે મહાત્મા ફરતા ફરતા પુનઃ આવી ચડયા તે વખત ઘણા લોકો દર્શન કરવા આવ્યા પણ પેલો શેઠ આવ્યો નહિ અંતમાં લોકોને પૂછતાં ખબર મળ્યા કે તેતો હવે પૈસાનેજ પરમેશ્વર માની બેઠા છે. પેલા શેઠના પ્રથમના પુન્યયોગે મહાત્મા તેને ઘેર ગયા છતાં પહેલાં પુરૂષે તેમને કોઇ જાતનો સત્કાર સરખોએ કર્યો નહિ. છતાં પહેલા પુરૂષ પર દયા કરી મહાત્મા કહેવા લાગ્યા. ભાઇ પંદર દિવસ પછી મારે મરી જવું છે ત્યાં સ્વર્ગમાં મને કાંટા વાગશે તો તેને કાઢવા સારૂ એક સોય આપ, તેણે નોકર પાસે સોય અપાવી પછી મહાત્મા કહેવા લાગ્યા કે આ સોય તારે ત્યાં જમા રાખ અને પંદર દિવસ પછી તું મરવાનો છે ત્યારે સાથે લેતો આવજે આટલી વાતચિત થયા પછી રાત્રે પેલો પુરૂષ ( શેઠ ) સુવા ગયો ત્યારે તેના મનમાં એ વિ-

ચાર આવ્યો કે આ સોય લઇ જવી શી રીતે? ઘણા વિચાર કર્યા છતાં કાંઇ ઉપાય સુઝયો નહિ. છેવટે મહાત્માએ કરેલા ગુપ્ત બોધથી તે જાગ્રત થયો અને વિચારવા લાગ્યો કે અરે! જ્યારે એક સોઇ સરખી લઈ જવાતી નથી તો પછી આ બધું અહીં છોડીનેજ જવાનું કે? તેથી પુનઃ તેના ધર્મવૃત્તિ જાગ્રત થઈ અને પેલા મહાત્મા પુરૂષ પાસે ગયો. ત્યારે સાધુ પુરૂષ તેને કહેવા લાગ્યા કે બાઇ પ્રારબ્ધ યોગથી વસ્તુઓ મળે છે ને જાય છે તેમાં માણુસ અભિમાન કરે એ તેની ભૂલ છે, તુને પરમેશ્વરની કૃપાથીજ સર્વ મળ્યું છે તો તેને ભૂલી જઇશ નહિ. તેજ પ્રમાણે લાભ હાનિમાં પણ માણુસે આત્મદૃષ્ટિ રાખવી જોઇએ. લાભ હાનિ બહાર છે. આત્મા સદાએ એકરૂપ છે. માટે તેમાંજ સંતોષ માનવો.

**ભાવાર્થ**—સ્થૂલ શરીરની ઉપાધિ આત્માને લાગવાથી તે વ્યક્ત ભાવને પામે છે. બહુધા સંસારમા રહેનારા જીવો. સ્થૂલ દૃષ્ટિવાળાજ હોય છે. તેથી શરીરને જોઈ તેના યોગે કોઇ માની કહે છે. કોઇ જ્ઞાની કહે છે કોઇ ભોગી કહે છે કોઇ યોગી કહે છે. આવા પ્રકાર કહેવામાં પણ બહુધા લોકોનો સ્વાર્થ કારણ હોય છે. જો તેમને અનુકૂલ ભાસે તો સારૂં કહે છે અને પ્રતિકૂલ ભાસે તો નઠારૂં કહે છે. એ સારૂં ને નઠારૂં. કહે છે. તે પર કશો મદાર બાંધવાનો નથી. કારણ લોકોના કહેવાથી જ્ઞાની, માની, યોગી અગર ભોગી સમજવાનું નથી. પણ તે કોટિમાં જનારે વિચાર કરી લેવો કે આપણે તેવા છીએ કે કેમ? આપણે જાતેજ સંભાળી ધર્મ પ્રમાણે રહેવું એક મહાત્મા હમેશાં શાન્તિમાં રહેતા હતા એક દિવસ તેમની શાન્તિની કસોટી આવી. એક માણુસને એવો વિચાર આવ્યો કે

ચાલો આજે મહાત્માને ચીડવીએ તે જાણતો હતો કે તે તમાકુ પીતા નથી છતાં હુકાને ચલમ માગવા લાગ્યો તેણે ન આપ્યાં એટલે પ્રથમ બબડયો ને છેવટે ગાળો દેવા લાગ્યો અને ક્રોધાયમાન થયો અંતમાં અંતર અને બહારના તાપથી અકળાયો મહાત્માએ તેને સાકરનું શરબત બનાવી આપ્યું તેથી શાન્ત થયો પછી તેના મનમાં પસ્તાવા લાગ્યો કે મેં આ મહાત્માને નકામું દુઃખ દીધું. છેવટ તેમને નમસ્કાર કરી માફી માગી પોતાને સ્થાને ગયો. અને મહાત્મા તો શાન્તજ રહ્યા એજ પ્રમાણે વિચારવાને શાન્ત રહેવું. કારણ કહેનાર પણ આપણાથી જુદો નથી એ જે કાંઈ કહે છે તે કસોટી રૂપ સમજી સદા શાન્તિમાં રહેવુંજ જોઇએ એજ ૐ શાન્તિઃ

**ભાવાર્થ**—આ વિશ્વમાં જેટલી વસ્તુઓ છે તે માયાના સત્વ, રજ, ને તમ એ ત્રિગુણાત્મક છે. બરાબર વિચાર કરીએ તો સમજાય કે આ સંસારમાં જેટલી વસ્તુઓ છે તે સારી પણ નથી તેમ નઠારી પણ નથી કારણ ઉપર બતાવ્યું છે છતાં સારૂં નઠારૂં કથાય છે તે ગ્રાહકને આધીન ગણાય છે દાખલા તરીકે ચંદ્રમાં ચકલા ચકલીને અંગારા જેવો લાગે છે અને ચકોરને બરફ જેવો લાગે છે. વસ્તુતઃ તેમ નથી. એ જ પ્રકારે સંસારના તમામ પદાર્થમાં સમજવાનું છે એકજ વસ્તુના બનતા પદાર્થોમાં પણ માણસ સારૂં નઠારૂં ગણે છે દાખલા તરીકે ગહુંના લાડુને કંસાર એક બને છે. છતાં કંસાર જેને પ્રિય હોય તે લાડુને વખોડે અને જેને લાડુ ભાવતા હોય તે કંસારને નિંદે એજ પ્રમાણે માણસોનું પણ સમજી લેવું. માટે જ્યાં સારૂં નઠારૂં દેખાય તે ભ્રાન્તિ છે. વસ્તુતઃ આત્મા જ છે. એમ સમજી સારાનો રાગ અને નઠારાનો દ્વેષ છોડી દેવો નાટકમાં કોઇ એક મા-

એમ એક વખત ચોરનો વેશ લઈ આવીને ખૂન કરે છે તેજ બીજી વખત શાહુકારનો પાઠ લઇ સત્ય માટે દુઃખ ખમે છે. વસ્તુતઃ વેશથી એવું કરી બતાવે છે બાકી કશું નથી તેજ પ્રમાણે આત્મા પણ અનેક રૂપ લઇ તેવા સારાં નઠારાં કામ કરી બતાવે છે બાકી ખરી રીતે તો તે નિર્વિકાર છે. એજ લક્ષ રાખતાં શાન્ત રહેવાય છે.

**ભાવાર્થ**—બીડી, તંબાકુ, ગાંજો, અફીણ વિગેરે માદક પદાર્થના મનુષ્યને વ્યસન પડે છે. આરંભમાં તો તે ગમતાં નથી. પ્રથમ તો દવા તરીકે અગર તેવા માણસના સંગથી પરાણે પીવા, ખાવા શીખે છે પછી ધીમે ધીમે તેમાં સ્વાદ આવતો જાય છે અને અંતમાં ટેવ પડી વ્યસન બંધાય છે તેજ પ્રમાણે જગત્માં પણ માણસને ભેદ ભાવનાનો અધ્યાસ ( વ્યસન ) પડે છે. આરંભમાં ભેદ કેમ પડે છે એ સમજવામાં આવતું નથી પણ ધીમે ધીમે તે વધતો જાય છે પછી, સ્થૂલમાં પ્રત્યક્ષ દેખાય છે. તેમાં પણ દુઃખ ન થાય ત્યાં સુધી એવી ધારણા રાખવી જોઇએ કે આ બધાં મારાં સ્વરૂપ છે. અગર હું જ છું એટલું યાદ રાખવું જોઇએ કે આ જેટલું કહેવું સહેલું છે તેટલું કરવું સહેલું નથી. કરતી વખત જ કસોટી થાય છે. સર્વત્ર આત્મા છે એવું કહેનારાઓ પણ રાગદ્વેષના ભંડાર હોય છે અને કોઈ વખત જાણે અજાણે કોઇ શબ્દ કહેવાઇ ગયો હોય છે તો લાંબા કાળ સુધી સંભારી રાખી વૈર વાળવાના ઉપાયો પણ કરવા મચી પડે છે અંતે હારે ત્યારે હેઠા બેસે છે એનું નામ તત્ત્વજ્ઞાન નહિ. જુદું જોતાં છતા સર્વત્ર પોતાને જોનારો તો તે જ છે કે જેણે અપકાર કર્યો હોય તેના પર પણ ઉપકાર કરીને ભલું કરે વિદ્વાનો કહે છે કે **उपकारिषु यः साधुः साधुत्वे तस्य को गुणः। अप-**

कारिषु यः साधुः स साधुः सद्भिरुच्यते ॥ અર્થ ઉપકાર કરનાર તરફ જે સારો રહે તેનું સાધુપણું બરાબર નહિ પણ અપકાર કરનાર ખરાબ કરનાર તરફ જે સારી રીતભાત રાખે તેજ સાધુ સજ્જન કહેવાય માટે સર્વત્ર પોતાનું સ્વરૂપ સમજી શાન્ત રહેવું અભેદ જ અનુભવવો પછી જુદું રહેતું નથી.

**ભાવાર્થ**—સંસાર છોડવો, સાધુ થવું એનો અર્થ કપડાં રંગવાં કે રાખોડી ભૂંસવી કે મુંડ મુંડાવવી અગર જટા વધારવી એટલો જ નથી. પણ ખરો અર્થ એજ છે કે મનને મારવું અથવા અહંતા મમતા છોડવાં જ્યારે એ પૂર્ણ રીતે છૂટી જાય સર્વત્ર વ્યાપક એકજ પરમાત્મા છે એવું સમજાય જાય પછી આ મારૂં ને આ તારૂં એવો ભેદભાવ રહેતો નથી જ્યાં ભેદ નથી ત્યાં જન્મ મરણરૂપ જગત્ પણ રહેતું નથી પછી સુખ, દુઃખ, લાભ, હાનિ વિગેરે દ્વન્દ્વ જોડકાં પણ રહેતાં નથી એટલે સારૂં નઠારૂં પણ સમજાતું નથી કેવળ નિરૂપાધિક પરમ આનંદરૂપ શાન્ત તત્ત્વ જ અવશેષ રહે છે જ્યારે તેમાં નિશ્ચયરૂપે સ્થિર થઇ જવાય છે ત્યાર પછી સર્વત્ર જય જયકાર થાય છે. કારણ એવા જ્ઞાની પુરૂષનું સર્વ કાર્ય ચલાવનાર પરમાત્મા જ હોય છે. અને તેનો નિશ્ચય પણ એજ હોય છે કે ઇશ્વર જ સર્વત્ર છે અને તેજ કરે છે. તેથી જય જયકાર થાય છે ને તે પરમાનંદમાં–બ્રહ્માનંદમાં નિમગ્ન થતાં એને મુકુન્દજ શ્રીકૃષ્ણ અગર પોતાનોજ આત્મા સર્વત્ર લાગે છે જ્યાં જુવે ત્યાં અસ્તિ રૂપે હોવાપણાનારૂપે અગર છે એવારૂપે એકજ આત્મા ભાસે છે અને તે અભેદાનંદમાં ગળી જાય છે પ્રથક્ ભાવના ભુલી જાય છે. ૐ

## સ્તવન ૩ જું.

અવગુણ અવલોકનારા મનને ઉપદેશ.

( હરિનો મારગ એ રાગ. )

અવળું અવલોકે છે શાને, ચતુર શાણા ચિત્ત જોને
વ્યાપક જો વિશ્વંભર સઘળે, તેમાં તારૂં હિત જોને. ૧
હાટકમાં છે ઘાટ ઘણેરા, સહુ તે સોનું શુદ્ધ જોને,
અનેક રૂપે એ અવિનાશી, સદા મુક્તને બુદ્ધ જોને. ૨
થડ ડાળાં ને પાન પુષ્પ ફળ, જુદાં જુદાં ભાસે જોને,
એક બીજ બોયાથી સઘળું, બહુ રૂપે દેખાશે જોને. ૩
ઘરઘરના દીપક છે જુદા, પણ અગ્નિ છે એક જોને,
ઘટઘટમાં એ તેમ બિરાજે, અભેદનો એ વિવેક જોને. ૪
કાપે છોલે છેદે કોરે, કરવા કાષ્ટ સારૂં જોને,
જે જે સઘળું થાય જગતમાં, એ ન્યાયે ન નઠારૂં જોને. ૫
અક્ષર મળતાં શબ્દો થઇને, અર્થોમાં વિકાર જોને,
અર્થ કલ્પના અળગી કરતાં, અક્ષર શુદ્ધ અકાર જોને. ૬
સારૂં નઠારૂં છે ગ્રાહકને, કરતાને નહિ કાંઇ જોને,
પુણ્યશાળીને પાપી સહુને, સરખાં લેએ શાંઇ જોને. ૭
ઉપજે તેને આવી વળગે, સુલટાં ઉલટાં દ્વન્દ્વ જોને,
નવ ઉપજે તે નિર્વિકારી, અખંડ અભેદ મુકુન્દ જોને. ૮

---

**ભાવાર્થ**—માખી અને મનનો એક સરખો જ સ્વભાવ છે. મુખ ઉપર બેસનારી માખીને આપણે ઉડાડીએ તો તે પાછી ત્યાંને ત્યાંજ આવીને બેસે છે તેવોજ મનનો સ્વભાવ છે એક વખત તેને

એક પ્રકારના દુર્ગુણુથી પાછું હઠાવીએ કે તે પુનઃ ત્યાંજ જઇને અડે છે. દાખલા તરીકે આપણે નક્કી કર્યું હોય કે કોઇની નિંદા કરવી નહિ. પણ સમય મળતાં મન તો એજ ધંધો લઇ બેસે છે તે પ્રમાણે કોઇ પુરૂષે એવો નિશ્ચય કરેલો કે સર્વત્ર આત્મા છે તેનું જ સ્વરૂપ જોવું. પણ મન એકાએક તેના પર ઠરતું નથી એતો લાગલું જ જગતનાં ચિત્રો દોરવા લાગે છે તેને સમજાવે છે કે હે મન તું ચતુર છે. ડાહ્યું છે તો અવળું શામાટે જુએ છે. પરમાત્માજ સર્વત્ર વ્યાપક છે. તેજ જો તેમ કરવામાં જ તારૂં હિત છે. કલ્યાણ છે. બીજાનું હિત સમજાવવું હોય ત્યારે આપણે અનેક પ્રકારના દાખલાઓથી તેને સમજાવી શકીએ. પણ જ્યારે આપણો સ્વાર્થ આવે ત્યારે હિતાહિતની વાતો કરનારા આપણે જ સમજી શકતા નથી. અને મરજીમાં આવે તેવી મનની કલ્પના કરી બીજાના ઉપર મિથ્યા દોષો ચડાવતાં પણ ડરતા નથી. અગર જે વસ્તુ પોતાની ન હોય તેને પચાવી પાડવામાં પણ પાછા હઠતા નથી એટલું જ નહિ પણ પછી એ વસ્તુ કોઇ લઇ ન જાય માટે તેને સારૂ અનેક પ્રપંચો કરે છે આ બધાં અવળાં અવલોકન કહેવાય એમાં વાપરેલી ચતુરાઇ નિરૂપયોગી છે. માટે બુદ્ધિમાને પોતાની ચતુરાઇનો ઉપયોગ પોતાના અને પારકાના હિતમાં જ કરવો. તેનું એક દૃષ્ટાંત છે કે એક શિયાળ મરી ગએલા હસ્તિનું માંસ ખાવાની લાલચે તેની ગુદા વાટે પેટમાં પેશી ગયું. મધ્યાન્હે સખત તાપ પડતાં મરેલો હાથી સૂકાયો જેથી તેની ગુદા પણ સંકોચાણી એટલે શિયાળ બહાર નીકળી શક્યું નહિ તેવામાં ત્યાંથી એક બ્રાહ્મણ જતો હતો તેને કહ્યું કે હાથીની ગુદા પર પાણી રેડે તો એક હિતની વાત કહું. બ્રાહ્મણે તે પ્રમાણે કર્યું

તેથી ચર્મ લીલું થતાં શિયાળ બહાર નીકળી નાઠું નાસતાં નાસતાં બ્રાહ્મણને કહ્યું કે. "**મોટાની ગાં—માં ન પેસવું**" અર્થાત્ મોટાની સાથે ખેંચાઇ પોતાનું ન ભૂલી જવું આથી શિયાળ અને બ્રાહ્મણ બેઉને લાભ થયો આવી રીતે ચતુરાઇ વાપરવી પણ બીજાને ઠગવા ન જ વાપરવી તેમાં જ હિત છે.

**ભાવાર્થ**—મનને વાળવું એ કામ સહેલું નથી. અનુભવી પુરૂષો કહે છે. કે મેરૂને ઉખેડી નાખવો સહેલો છે, સમુદ્રની પાર જઇ શકાય છે પણ એકાએક મનને વશ કરી શકાતું નથી. એ એટલું બધું તૃષ્ણાવાળું છે કે તેને કશાની તૃપ્તિ થતી જ નથી. માટે ફરી સમજાવે છે કે સોનામાં ઘાટ આકાર ઘણા છે. કડાં, કંઠી, વેઢ, વીંટી, વિગેરે ગમે તેવા ઘાટ હોય પણ તે બધામાં સોનું છે. પણ રાત દિવસ આકારમાં—રૂપમાં રમનાર માણસ સોના કરતા ઘાટને વધારે ચાહે છે. કોઇ એક લક્ષાધિપતિની પુત્રી હતી તેની પાસે હજારો રૂપીઆની કિંમતના અલંકાર હતા. પણ તેનું કડું વાઘ મોરાનું નાંહાનું તેથી તે કિંમતી કડાંને તુચ્છ સમજતી હતી. પણ બુદ્ધિથી જો વિચાર કરવામાં આવે તો સમજાય કે કિંમત કાંઇ વાઘમોરાની નથી પણ સોનાની જ છે છતાં નામ રૂપમાં રખડતું મન આવી સરલ બાબત પણ માની શકતું નથી તો પછી તત્ત્વ જ્ઞાનની તો વાત જ શી? છતાં માણસો સમજી શકતાં નથી એનું જ નામ માયા!! એક બીજું પણ દૃષ્ટાંત છે કે એક રામાનંદી સાધુ સોનાના ગણેશના મૂર્તિ બનાવી તેની ઉપાસના કરતો હતો પણ મૂર્તિ પૂજાના ખરા રહસ્યથી તે અજાણ્યો હતો તેથી અંતમાં ભૂખે મરવા લાગ્યો જેથી છેવટે તે પ્રતિમા વેચી દેવા સારૂ સોની પાસે ગયો. સોનીએ

તેની સોના પ્રમાણે કિંમત કહી સાધુજી કહેવા લાગ્યા એ તો સોનાની કિંમત પણ ગણપતિનું મૂલ્ય, સોનીએ જવાબ આપ્યો મહારાજ તમારા ગણેશ કાઢી લ્યો સાધુંએ બહુ એ વિચાર કર્યો પણ ગણેશ કાઢવાની સમજણ ન પડી એનાથી એમ ન સમજાયું કે ગણેશ એવું નામ અને આકાર તો સોનામાં કલ્પિત છે. વસ્તુતઃ સોનું જ છે. તેજ પ્રમાણે જુદાં જુદાં નામ રૂપથી એકજ પરમાત્મા સર્વત્ર છે. સર્વમાં છતાં તે કશાથી લેપાતા નથી. લોખંડમાં પેઠેલા અગ્નિને મારવા લોઢાને ગમે તેટલું ટીપે તેની અસર અગ્નિને થતી નથી તેમ સર્વત્ર વ્યાપક પરમાત્મા છતાં તે હમેશાં શુદ્ધ જ રહે છે. અને તે જ્ઞાન સ્વરૂપ છે. એમ જોવું જોઇએ તો જ મન ઠરે છે.

**ભાવાર્થ**—બીજને સ્થૂલ દૃષ્ટિથી ગમે તેટલું તપાસીએ પણ તેમાં કંઈ દેખાતું નથી. પણ જો તેને ભૂમિમાં વાવી જળથી પોષીએ તો અમુક મુદતે તેમાંથી અંકુર નીકળે છે અને ધીમે ધીમે રક્ષણ કરવાથી થડ ડાળાં, પાંદડાં, ફુલ અને ફળ બધું જુદું જુદું દેખાય છે. આ સર્વ એક જ બીજમાં હતું. છતાં પ્રથમ દેખાતું નહોતું પણ ઉપાય કરવાથી તે સર્વ પ્રકટ થયું તેજ પ્રમાણે નામ રૂપથી વિસ્તાર પામેલું આ સર્વ જગત્ પણ માયા વિશિષ્ટ ઇશ્વરમાંથી જ થયું છે. તૈતરીય ઉપનિષદમાં શ્રુતિ ભગવતિ કથન કરે છે કે **एकोऽहं-बहुस्याम्** હું એક છું તે અનેકરૂપે થાઉં અનંત શક્તિવાન પરમાત્મા જ એક છતા અનેક રૂપે થએલા છે. જરાયુજ અંડજ, સ્વેદજ અને ઉદ્દ્ભિજ, એ ચાર પ્રકારની ખાણુમાંના સર્વ જડ ચૈતન્ય જીવો પરમાત્મારૂપ છે. પરંતુ અંતઃકરણની શુદ્ધિ વિના તે સમજાતું નથી. માટે ચિત્તની શુદ્ધિ કરવા જ્ઞાનપૂર્વક પરમાત્માની ભક્તિ કરવી જોઇએ

ત્યારે જ અંતર ચક્ષુઓ ઉઘડતાં, એક બીજ સંપૂર્ણ વૃક્ષરૂપે છે એ જેમ અનુભવથી સમજાય છે તેમ સર્વત્ર વ્યાપક પરમાત્મા છે તે પણ અનુભવરૂપેજ સમજાય છે ત્યારે જ અવળું જોવાનું મટીને સવળું જોવાનું થાય છે એનું જ નામ બ્રહ્મદૃષ્ટિ છે.

**ભાવાર્થ**—દરેક ઘરના દીવા જુદા જુદા છે. દીપકનો દાખલો આપવાનો હેતુ (જ્યારે સર્વમાં આત્મા એક જ છે છતાં સર્વના વિચાર જુદા કેમ?) તેના સમાધાન માટે છે. કોઇ ઘરમાં દીવેલનો દીપક હોય, કોઇ ઘરમાં ગ્યાસનો અને કોઇ સ્થળમાં વિજળીનો, વળી કોઈ સફેદ હાંડીમાં હોય તો કોઇ લાલ હાંડીમાં, એમ ઉપાધિને લઇ દીપકના પ્રકાશમાં ભેદ દેખાય છતાં સર્વ દીવામાં અગ્નિ એકજ પ્રકારનો છે તેમ દરેક ઘટમાં હૃદયમાં એકજ આત્મા બિરાજે છે છતાં સર્વ મનુષ્યની વાસના જુદી જુદી છે તેને લઇ અંતઃકરણો પણ કોઇ સત્વ પ્રધાન, કોઇ રજ પ્રધાન અને કોઇ તમ પ્રધાન હોય છે તેથી વિચારો અને ક્રિયાઓ જુદી જુદી થાય છે. પણ તે સર્વ વિચારને ક્રિયા એકજ સત્તામાંથી ફૂલે છે એ સત્તા સર્વત્ર એક જ છે એ સત્તા નિર્લેપ છે એમ જે જાણવું-સમજવું એજ અભેદનો વિવેક છે. આ વિવેક ધારણ કરનાર જ સમજી શકે કે અભેદ છતાં ભેદને આશ્રય કેવી રીતે આપે છે બીજાઓને આ વાત એકાએક સમજાતી જ નથી એટલે અનેક પ્રકારની શંકાઓ કર્યા કરે છે, સમજનારા પણ વખતે મમતાની અંધારી બાંધી ગમે તેમ કૂટાય છે. માટે વિવેક સમજ્યા પછી પણ માણસે બહુ જાગ્રતિ રાખવી જોઇએ નહિ તો ભૂલ થવા સંભવ છે. કોઇ કંટકવાળી જગ્યામાં થઇને જવાનું હોય તે વખત વિચારપૂર્વક પગલાં ભરીએ છીએ તેમ વ્યવહારનાં

દરેક કામ કરતી વખત પણ આત્મભાવના નષ્ટ ન થાય એની ખાસ કાળજી રાખવી જોઇએ ત્યારે જ વિવેક દૃઢ થાય છે.

**ભાવાર્થ**—સુતાર લાકડાને કાપે છે, છોલે છે, છેદ પાડે છે અને કોરે છે એ બધામાં હેતુ લાકડાને ઉપયોગમાં લેવા સારૂ ઉત્તમ બનાવવા માટે છે. સર્વને એ અનુભવ છે, કે રોગી કડવી દવાઓ ખાઇ પથ્ય પાળ્યા પછી જ સુખ અનુભવે છે. સુવર્ણ અગ્નિમાં ગળાઇ, ટીપાઇ, અલંકાર બન્યા પછીથી શોભા રૂપ બને છે તેજ પ્રમાણે જિજ્ઞાસુ ઉપર જે સુખ દુ;ખ પડે છે તેથી પુન્ય પાપનો ક્ષય, અંતઃકરણ શુદ્ધ અને વિશાળ બને છે તેથી વિચાર કરનારા જે વખત જે થાય તેને સારૂંજ ગણે છે. એક એવું દૃષ્ટાંત છે કે કોઇ એક મહાત્મા ગામ બહાર કૂટી બાંધીને રહેતા હતા, એક વખત રાત્રીના સમયે તેમને ફણસ ખાવાની ઇચ્છા થઇ તેને તેમણે બહુએ દબાવી પણ ઇચ્છા શાન્ત થઇજ નહિ તેથી બાગમાંથી ફણસ લેવા નીકળ્યા, ચોરીનું કાર્ય કોઇ દિવસ કરેલું નહિ તેથી વાડીમાં પેઠા પછી ખખડાટ ન થાય એ ધ્યાનમાં રાખ્યું નહિ તેથી પકડાઇ ગયા. તેને પોલીસને સ્વાધીન કર્યા પોલીસે તેમને આખી રાત ચોકીમાં બેસાડી રાખ્યા બીજી તરફ પ્રસંગ એ થયો કે રાજમહેલમાં ચોર ચોરી કરવા પેઠા તે નીકળતાં જણાઇ ગયા પોલીસ તેની પાછળ પડી અંતે પહેલા મહાત્માની કુટી પાસે ચોરેલો માલ ફેંકી દઇ જંગલમાં સંતાઇ ગયા. પેલી બાજુ પ્રાતઃકાલ થતાં સાધુને ઓળખ્યા એટલે પોલીસે છોડી દીધા પોતાના મુકામપર આવીને જુએ છે તો દ્રવ્ય પડેલું જોયું તેવામાં સિપાઇઓ ત્યાં આવ્યા તેમણે દ્રવ્ય અને મહાત્માને લઇ રાજા પાસે હાજર કર્યા તેની તપાસ થઇ અને પેલા

સાધુજીને છોડી દીધા તે આનંદ પુર્વક પોતાના સ્થાન પર આવ્યા, સાર એ છે કે પ્રથમના પાપકર્મના ભોગને માટે અઘટિત ઇચ્છા થઇ અને તેનું ફળ પણ મળ્યું. છેવટ નિર્દોષ પણ ઠર્યા. એમ વિચારવાને સર્વ ઠેકાણેથી સાર લેવાજ પ્રયત્ન કરવો પણ જાતે તેવા કર્મમાં દોરાતાં બને તે પ્રકારે બચવા પ્રયત્ન કરવો.

**ભાવાર્થ**--શ્રીકૃષ્ણચંદ્ર ભગવદ્‌ગીતામાં કહે છે કે **अक्षराणामकारोस्मि** અક્ષરોમાં અકાર તે હું છું સામાન્ય જાણનારાઓને પણ એ ભાન છે કે કકારાદિ જે વ્યંજનો છે તે સ્વરની સહાય વિના બોલાતા નથી એટલે તમામ અક્ષરોમાં "અ" મળેલો જ છે. એવા બધા અક્ષરોમાંથી એક અથવા વધારે અક્ષરો મળી જેમાંથી કાંઈ અર્થ સમજાય એવા શબ્દો બને છે શબ્દના અમુક અર્થ હોય છે. તે સાથે બોલનારનો ભાવ ભળી વિકાર ઉત્પન્ન કરે છે. ઘણી વખત એવું પણ બને છે કે ઉપરથી દેખાતા શબ્દ સારા હોય છતાં જો બોલનારનો ભાવ ખરાબ હોય તો અર્થ ખરાબ થાય છે. દાખલા તરીકે કોઇ માણસ ભૂલ કરે તેને ઠપકો આપનાર ગંભીર મુખ રાખીને ને કહે છે કે " **વાહ બહુ સારૂં કર્યું** " આનો દેખા તો અર્થ સારો છે પરંતુ કહેનારનો હેતુ એ છે કે મૂર્ખાઇ કરી તેજ પ્રમાણે કદિ કોઇ ખરાબ શબ્દ વાપરે પણ તેમાંના વ્યંજનો બાદ કરીએ તો અંતમાં એકલો **अ** કારજ રહે છે અને **अ** નિર્વિકાર પરમાત્મરૂપ છે. એમ સમજી સદા સુખમાં રહેવું.

**ભાવાર્થ**—આ વસ્તુ સારી છે અને આ નઠારી છે એ એક બાબત ગ્રાહકના મનમાં છે કરનારને કાંઇ નથી. એક કંસારાને ત્યાં જુદીજુદી જાતના અનેક લોટા હોય છે. કોઇને કોઇ આકાર ગમે

અંને કોઇને કોઇ આકાર ગમે જે ગમે તેને સ રો કહે ને ન ગમે તેને ખરાબ કહે છે તેથી કર્તા માલિક કાંઇ માઠું માનતો નથી કેમકે તે સમજે છે કે એ ઘાટ જેને ગમશે તે સારો કહીને લઇ જાશે. એજ પ્રમાણે આ સંસારમાં વસતા પાપી અને પુન્ય શાળી તમામ જીવો પર પરમાત્માની સમાન દૃષ્ટિ છે. જુઓ જયારે સૂર્ય ઉદય પામે છે ત્યારે તે સારાને નઠારા સર્વના ઘર ઉપર એક સરખોજ પ્રકાશ નાખે છે એજ પ્રમાણે જયારે વરસાદ થાય છે. ત્યારે સર્વત્ર સરખોજ થાય છે. પુન્યશાળીના ઘર કે ખેતર ઉપર વધારે ને પાપીના ઘર કે ખેતર ઉપર ઓછો એમ બનતું નથી. હવા, અજવાળું અને પવન એ પણ સવને એક સરખાંજ ગણે છે. કદિ કોઇને ન્યુનાધિક ગણતા નથી તેજ પ્રમાણે સંસારમાં વસતા જીવાત્માએ પણ રાગ-દ્વેષથી મુકત રહીને સદા સમદૃષ્ટિથી રહેવું. એ પ્રમાણે રહેનારજ સવળું જોનાર છે. બાકીના અવળું જોનારા છે. માટે સવળું જોવા મહેનત કરવી અવળું જોવા નહિ.

**ભાવાર્થ** પરમાત્માનું સ્વરૂપ શુદ્ધ; બુદ્ધ, મુકત, શાન્ત; અજર અમર, એક, અખંડ છે. તેમાં કદિ વિકાર થતોજ નથી એ સ્વરૂપ લક્ષ જે રાખી ન શકે તેનેજ દેહાભિમાન થાય છે. દેહોહં એવી જે બુદ્ધિ ઉત્પન્ન થાય છે તેનુંજ નામ ઉપજવું છે. એ રીતે ઉપજનારને સવળાં ને અવળાં દ્વંદ્વ આવીને વળગે છે જે ઉપજતો નથી તેજ મુકુંદ-મુકત આત્મા અભેદરૂપ છે. માટે ભેદ ભાવ તજવો. ટુંકામાં કાંઇ બનવું નહિ બને તો માર ખાય. તે માટે એક દાખલો છે કે કોઇ એક ગુરૂ પોતાના શિષ્યની પરીક્ષા કરાવવા સારૂ રાજાના બાગમાં ફરવા લઇ ગયા ત્યાં રાજાને બેસવાની એક આરામ ખુરશી હતી

તે પર શિષ્યને બેસવા કહ્યું અને સાથે સૂચના કરી કે કાંઇ બનીશ નહિ એમ કહી ગુરૂ બીજી જગાપર જઇને બેઠા થોડા સમયપછી રાજાની સ્વારી આવી પ્રથમજ સિપાઇ ચેલા પાસે આવ્યો અને પૂછ્યું કોણ છો? તેણે જવાબ આપ્યો સાધુ છું ને અહીં આરામ લેવા બેઠો છું. સિપાઇએ તમાચો મારી ઉઠાડી મૂક્યો પછીથી બીજી તરફ ગુરૂને જોયા, ત્યાં જઇને પુછ્યું ત્યારે તેતો હસવા લાગ્યા એટલે ગાંડો સમજી તેને બહાર કાઢ્યો પછી ગુરૂ શિષ્ય એકઠા થયા ગુરૂજીએ પૂછ્યું કેમ ભાઇ! શિષ્ય કહેવા લાગ્યો મહારાજ તમાચો પડ્યો ગુરૂજીએ જવાબ આપ્યો તું બન્યો હોઇશ તેણે કહ્યું મેં તો સાધુ છું એવો જવાબ આપ્યો ગુરૂ કહે સાધુ પણ બન્યોખરોને માટે માર ખાધો બન્યો ન હોત તો કાંઇ ન થાત અર્થાત્ દેહ દૃષ્ટિ કરી કોઇ જાતની મમતા બાંધવી નહિ. કારણ કે દેહમાં સાધુ પણું સિદ્ધ થતું નથી. દેહના અંગ હાથ, પગ, છાતી, પેટ, આંખ, કાન, નાક, હોઠ, માથું એ કાંઇ સાધુ નથી. ટુંકામાં કહેવાનો ભાવ એજ છે કે મનને સાધ્ય કરે તેજ સાધુ અને મનને ખરેખર વશ કર્યું ત્યારે જ કહેવાય કે, વ્યવહારના ભિન્ન ભિન્ન કાર્યો કરતાં છતાં સ્વરૂપ ભૂલાય નહિ. દોરી પર ચડી નટ ગમે તેટલું બોલે રમત કરે પણ દોરડા પરની નજર ચૂકે નહિ જો ચૂકે તો જરૂર પડે તેમ જે આત્માકાર વૃત્તિથી કામ કરે તેજ જ્ઞાની અને તેનું જ મન આત્મા તરફ સ્વરૂપ જુએ છે. ૐ શાન્તિઃ (૩)

---

# સ્તવન ૪ થું.

## પરમાત્માને પ્રાપ્ત કરવાનું સરલ સાધન.

( મનહરછંદ )

સરલ[1] સાધન કહું સર્વથી અધિક જાણો
એક સાધનની માંહે બધાંએ સમાય છે.
જ્ઞાન, ધ્યાન, તપ, દાન, તીર્થ, વ્રત, જપ, યોગ
આદિ સહુ સાધનો તે, એમાં આવી જાય છે.
મુખ્ય મુદ્દો એજ ભણો, સર્વને સમાન ગણો
જેવાં સુખ દુઃખ બન્ને આપણને થાય છે.
તેવાં સુખ દુઃખ નકકી બીજાઓને મન લાગે
એમ આતમા સમાન જોયે સુખ થાય છે. ૧

---

૧ મારે જણાવવું જોઇએ કે હું કવિ નથી તેમ કવિતા કરવાનો અભ્યાસ પણ કર્યો નથી. માત્ર સ્વામીશ્રીના સંગથી એક વખત મારા મનમાં એવી ઇચ્છા થઇ આવી તે પરથી મેં ઉપરનો મનહરછંદ બનાવ્યો. પણ અભ્યાસ વિનાની વિદ્યા વિષમ્ તેવુંજ મારે થયું. કવિતા તો સારી ન થઇ પણ તેમાં જે ભાવ આવ્યો તે ઠીક છે અભ્યાસ કરનારને ઉપયોગી સમજાતાં આ બુકમાં તેને દાખલ કરી અને મારાજ પદની મેંજ ટીકા કરી એ વિદ્વાનોની દૃષ્ટિમાં ધૃષ્ટતા જેવું લાગશે છતાં જે જિજ્ઞાસુઓને માટે અને જેની ઇચ્છાથી આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું તે સર્વને આ કવિતાની અંદરની બાબત ઠીક લાગવાથી ઉપરની ખરાબ વાતને સ્વીકારીને પણ ટીકા કરી આમાં દાખલ કર્યું છે તો સજ્જનો આમાંથી ગુણ ગૃહણ કરી દોષ દૃષ્ટનો ત્યાગ કરશે એમ સૂચવી વિરમું છું.

વિવેચક.

**ભાવાર્થ**—આ સંસારમાં એક એ બાબત પણ બહુ ફરવાથી અનુભવમાં આવી છે કે, સર્વ માણસો સરલ માર્ગ શોધે છે. ઘણું ખરૂં એમજ પૂછવામાં આવે છે કે ટુંકો ને સીધો સરલ માર્ગ બતાવી આપો કે તમામ કડાકૂટમાંથી બચી અમે પરમાત્માને ઓળખી સુખમાં ઠરી જઇએ. વાત સારી છે. પણ એ સરલ કોને કહેતાં હશે એ સમજાતું નથી વાચકોને વિચાર આવશે કે લખનારની શું ઇચ્છા હશે? જવાબ એજ કે તે પણ સરલજ શોધે છે. માત્ર સરલના સ્વરૂપમાં કદાપિ ભેદ હશે. લોકો તો સરલ તેને કહે છે કે "પોતાનો સંસારી સ્વાર્થ સિદ્ધ કરવામાં (પૈસા કમાવામાં) સવારથી સાંજ સુધી લોહીનું પાણી કરી દશ વૈશાખનંદનોનો (ગધેડાઓનો) ભાર ઉઠાવવો પડે તો તેમાં તેમને કશી મહેનત સમજાતી નથી તે તો ખુશીથી કરે છે. માત્ર ઇશ્વરનું ચિંતન કરવામાં, શ્રવણ કરવામાં, સત્સંગ કરવામાં, તેમને નવરાશ નથી માટે સરલ શોધે છે!! આવો સરલનો અર્થ કરી આ પદની ટીકા વિચારવા તૈયાર થનારને સ્પષ્ટ નાજ પાડવામાં આવે છે. સરલ પદનો આ સ્થળે તો અર્થ એટલોજ છે કે. મનુષ્ય આને સમજી બરાબર ચાલે તો ઘણા પ્રપંચમાં તેને ઉતરવું ન પડે એજ સમજવાનો છે.

ભારત વર્ષમાં વસતા મુનિઓએ અનેક પ્રકારથી વિચારો કર્યા છે તે સર્વનો પરંપરા દ્વારા અથવા મુખ્ય એકજ હેતુ છે કે જીવાત્મા હરકોઇ પ્રકારથી જ્ઞાન મેળવી જન્મ મરણથી મુક્ત થાય, દરેક સાધન એવા પ્રકારના છે કે માણસ જો તેને સાધે તો જરૂર કાર્ય સિદ્ધિ થાય. તેવાજ પ્રકારનું એક સાધન અત્રે કહેવાનું છે કે જેમાં

(૧) જ્ઞાન (૨) ધ્યાન (૩) તપ (૪) દાન (૫) તીર્થ (૬) વ્રત (૭) જપ (૮) યોગ એ સર્વ સમાય જાય. મારે સ્પષ્ટ જણાવી દેવું જોઇએ કે આ સાધન હું મારા ઘરનું કહેતો નથી પણ શ્રીકૃષ્ણ પરમાત્માએ શ્રીમદ્દભગવદ્દ ગીતામાં અર્જુન પ્રતિ કહેલું છે તેજ હું કહું છું-**आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन । सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥** અર્થ—હે અર્જુન ! સુખ અથવા દુ:ખ પોતાની પેઠેજ સર્વ પ્રાણી પદાર્થને સરખાં થાય છે એમ જે જાણે છે તે યોગીને મેં શ્રેષ્ઠ માનેલો છે. સર્વત્ર સમ જોનારમાં જ્ઞાનાદિક સર્વ સમાઇ જાય છે. તેનો વિચાર અત્રે બતાવવામાં આવે છે.

(૧) **જ્ઞાનનું** ખરૂં સ્વરૂપ તેજ છે કે આનંદરૂપ પરમાત્માને સર્વત્ર વ્યાપક જોવો. આવું જ્ઞાન ધરાવનારજ ખરો સમ દૃષ્ટિ થાય છે તે પોતાંના મન, વાણી અગર ક્રિયાથી કોઇને કદિ દુ:ખ આપતો નથી. કારણ તે સમજે છે કે. ગાળો દેવાથી જેટલું મને દુ:ખ થાય એટલુંજ બીજાને દુ:ખ થાય છે. તેતો સર્વત્ર પોતાનો આત્માજ સમજે છે. ઘણાં માણસો ગમતમાં કે મશ્કરીમાં બીજાને ચીડાવે છે જ્ઞાની એવી કશી ક્રિયા ઉત્પન્ન કરતો નથી તેની દરેક ક્રિયા આત્માને અનુલક્ષીને અગર ઇશ્વર પ્રીત્યર્થ થાય છે. કિંબહુના. ખાવું, પીવું, હાલવું, ચાલવું સર્વ પ્રકાર તે આત્મદૃષ્ટિથીજ કરે છે ટુંકામાં નિરાભિમાનપણે તેની સર્વ ક્રિયાઓ થતી હોવાથી તે લેપાતોજ નથી. એક એવી કથા છે કે સર્વ ગોપિકાઓ શ્રીકૃષ્ણચંદ્રસારૂ ખાવાનું લઇને આવી તે વખત યમુનાને સામે કિનારે દુર્વાસામુનિ ભૂખ્યા બેસી રહ્યા હતા શ્રીકૃષ્ણે વ્રજસુંદરીઓને આજ્ઞા કરી કે

જાઓ મુનિને ભોજન આપી આવો સર્વ કહેવા લાગીઓ. મહારાજ યમુનાજી ભરપૂર છે. તો શી રીતે જઇએ? શ્રીકૃષ્ણે કહ્યું કે જાઓ શ્રી યમુનાજીને કહો કે "શ્રીકૃષ્ણ સદા બ્રહ્મચારી હોય તો અમને જવાનો માર્ગ આપો" એટલે રસ્તો મળશે. શ્રીકૃષ્ણનાં આ વચન સાંભળીને સર્વ ગોપીઓ હસવા લાગી. પણ તેમનો શ્રીકૃષ્ણ ઉપર વિશ્વાસ હતો તેથી યમુનાજી પાસે જઇ તે પ્રમાણે કહ્યું એટલે યમુનાજીએ રસ્તો આપ્યો. સર્વેએ મુનિને ભોજન કરાવ્યું. પછી પાછાં ફરતી વખત દુર્વાસાને કહ્યું મહારાજ! અમે સામે પાર શી રીતે જઇએ? મુનિએ કહ્યું આવ્યાં હતાં શી રીતે? ગોપીઓએ કૃષ્ણની સાથે બનેલી બાબત કહી. એટલે દુર્વાસા મુનિએ કહ્યું ત્યારે જાઓ યમુનાજીને કહો કે "દુર્વાસામુનિ સદા ઉપવાસી હોય તો અમને માર્ગ આપો." આ વાત સાંભળીને પણ તેમને હસવું આવ્યું. કારણ તેમના દેખતાંજ જેટલું લાવ્યાં હતાં તે ખાઇ ગયા હતા છતાં યમુનાજીને તે પ્રમાણે કહ્યું ને તેમને જવાનો માર્ગ મળ્યો. આમાંથી સાર એ લેવાનો છે કે નિરાભિમાનપણે પરમાત્મા નિમિત્તે જે કાંઇ થાય છે તેનો દોષ લાગતોનથી. પણ એટલુ યાદ રાખવું કે. આપણો અધિકાર આપણી મેળે આંકી ન બેસવો. અહંતા મમતા રહીત રહેવું એ જેટલું કહેવું સહેલું છે તેટલું કરવું સહેલું નથી એ ખાસ યાદ રાખવું. સમય આવે ને અહંતા મમતા મુકીએ ત્યારેજ ખબર પડે કે આપણે કેટલા તેમાં પાર ઉતરીએ છીએ. બાકી વાતો તો સર્વ કોઈ કરે. માટે ક્રમથી મમતા મુકતાંજ અભિમાન મૂકાય છે. આખો લાડવો મોંમાં માય નહિ. બાકી વાતો કરવાનું તો સારૂં લાગે. પણ કરીએ ત્યારેજ રાગ દ્વેષ મટી સમતા ઉપર જવાય ત્યારેજ आत्म-

**यत्सर्वभूतेषु** એ જ્ઞાન બરાબર થાય છે.

(૩) ધ્યાનનું સ્વરૂપ સમજાવતાં મહાત્મા પતંજલિ યોગ સૂત્રમાં કહે છે કે. **तत्र प्रत्ययैकतानता ध्यानम्** આ સૂત્રનો અર્થ કહેતાં પહેલાં. થોડીક ધારણાની સમજ લેવાની જરૂર છે. જે દેશમાં ધ્યેયનું ચિંતન કરવાનું છે તેના આધારભૂત વિષયમાં મનને એકાગ્ર કરવું. એનું નામ ધારણા—ધારણા કરવાનો દેશ બે પ્રકારનો હોય છે (૧) બહારનો (૨) અંતરનો, તેમાં સૂર્ય, ચંદ્ર, વિદ્યુત, મણિ, શુક્રનો તારો, શાલિગ્રામાદિ દેવો, શાસ્ત્રે નક્કી કરેલ સગુણ ઇશ્વરનું સ્વરૂપ, શ્રી સદ્‌ગુરૂની મૂર્તિ વિગેરે બહારના પદાર્થો ગ્રહણ કરવામાં આવે છે. તેમજ અંદરની બાબતોમાં પૃથ્વી આદિ પાંચ તત્ત્વો, સાત ચક્રો, હૃદયપદ્મ, નાસિકા, જિહ્વા, વિગેરે ગ્રહણ કરવામાં આવે છે. ધારણા કરવાનો પ્રકાર ગૂઢ છે અત્રે તો દિશા માત્ર બતાવી છે. બાકી ગુરૂદ્વારાજ સમજી લેવું જોઇએ. આવા પ્રકારના ધારણાના દેશમાં ધ્યેય વિષયક પ્રત્યયની જે એક તાનતા તેનું નામ ધ્યાન. અથવા પોતાના નિશ્ચિત ધ્યેયમાં તૈલધારાની પેઠે વૃત્તિઓનો પ્રવાહ તેનું નામ ધ્યાન છે. આ ઉપરથી સમજાશે કે. કેવળ આંખો બંધ કરીને બેશી રહેવું તેનું નામ ધ્યાન નથી. મન ગમે ત્યાં ભટકતું હોય અને આંખો બંધ કરી ધ્યાન કરનાર ઢોંગી ગણાય છે શ્રીકૃષ્ણ પરમાત્મા પોતેજ કહે છે કે **कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् । इंद्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते.** અર્થ. જે મનુષ્ય કર્મેન્દ્રિયોને રોકીને મનવડે ઇંદ્રિયોના વિષયનું સ્મરણ કર્યા કરે છે. તે મહા મૂઢ અને મિથ્યા આચારવાળો કહેવાય છે. આવો આડંબર કરવાથી કશો લાભ થતો નથી ધ્યાન કરવા બેસવું

ત્યારે તો પોતાના જે ઇષ્ટ નક્કી કર્યા હોય તેનાજ સ્વરૂપમાં મનને લીન કરવા પ્રયત્ન કરવો તેનુંજ નામ ધ્યાન છે. નહિતો પછી ધ્યાન કરતા હોય ભગવાનનું અને મન મોચીવાડે જોડા ( ઉપાન ) લેવા ભટકતું હોય તેનું નામ ધ્યાન નથી. મન માકડા જેવું છે. એકાએક આપણા વિચાર પ્રમાણે વશમાં આવે એવું નથી છતાં જો નિયમથી અભ્યાસ કરવામાં આવે તો કબજે ન થાય એવું પણ નથી. માત્ર આપણો પ્રયત્ન સાચો હોવો જોઇએ. નિશાન મારનાર જેમ પોતાની આંખ, જ્યાં નિશાન મારવું છે તે વસ્તુ, અને નિશાન મારવાનું સાધન એ ત્રણેને એક લાઇનમાં લાવે છે ત્યારેજ નિશાન ઉડાવી શકે છે તેમાં જરા પણ ફેર પડે તો નિશાન ઉડતું નથી તેમ ધ્યાન કરનાર પણ. ઇશ્વર, ધ્યાન કરવાનું સાધન ને પોતે ત્રણે એક લાઇનમાં આવી જાયતોજ બરાબર ધ્યાન કરી શકે છે એમાં જરાપણ ફેર હોય ત્યાં સુધી ખરૂં ધ્યાન થતું નથી એ વાત બરાબર લક્ષમાં રાખી ત્રણનું ઐક્ય કરવું. એનુજ નામ અત્રે સમતા છે.

(૩) **તપ.** પણ ત્રણ પ્રકારનું છે. (૧) કાયાથી (૨) વાણીથી (૩) મનથી એમ તે બની શકે છે. તેમાં પ્રથમ શરીરનું તપ. પણ ઘણા પ્રકારથી બને છે આપણે જોઇએ છીએ કે કેટલાએક મોટી જટા વધારી ચોરાસી ધુણીઓ તાપે છે. કેટલાએક વળી ઉભાજ રહે છે, કોઇ એક હાથ ઉંચો રાખે છે કોઇ લોખંડના ખીલાની પાટ કરાવી તે ઉપર સુઇ રહે છે, કોઇ ઝાડ સાથે દોરડું બાંધી ઉંધે માથે લટકે છે. આ બધાં તપ કહેવાય છે ખરાં. પણ તેમાં હેતુ જો કમાવાનો કે પૂજાવાનો હોય છે તો તે નિષ્ફળ જાય છે. વસ્તુતઃ આવાં પ્રકારનાં તપ, જેને દેહાભિમાન દ્દઢ હોય અને બીજા ઉપાયથી હઠતું

ન હોય તેણે કરવાના છે. ગૃહસ્થાશ્રમમાં રહેનારને માટે શ્રીકૃષ્ણ કહે છે તેવાં શરીરનાં તપ છે. તેમણે દેવની સેવા કરવી તેમજ બ્રાહ્મણોની, ગુરૂની, અને જ્ઞાની પુરૂષોની પણ સેવા કરવી. ધર્મ મર્યાદા સાચવી તેમનાં કામ કરવાં. એ સેવા તેજ શરીરનું તપ છે. તેમજ દિશા જંગલ જઇ આવી જે મૃતિકાથી સાત વખત હાથ ધોવા, સ્નાન કરવું, વસ્ત્રાદિ ધોઇને સ્વચ્છ રાખવાં, ઘરની વસ્તુઓ પણ સાફ અને વ્યવસ્થાસર રાખવી, બાળ બચ્ચાં હોય તો તેને પણ નવરાવી ધોવરાવી સાફ રાખવાં આવી સઘળી બહારની પવિત્રતા એ પણ એક જાતનું શારિરીક તપ છે, ઘરમાં ગંદવાડ પડયો હોય, બાળક રડતાં હોય, વખતપર પતિ માંદો હોય, પોતાનાં વસ્ત્રો પણ ગંધાતા હોય એવી ખરાબ સ્થિતિમાં જ્યાં ત્યાં દર્શન કે સત્સંગને નામે અથડાતાં ફરવું એ કોઇ જાતનું તપ નથી પણ ઉલટું પાપ છે. માટે સર્વ પ્રકારથી પવિત્ર અને શુદ્ધ રહેવું જોઇએ. તેમજ મનની પણ પવિત્રતા હોવી જોઇએ. દિવસમાં દશ વખત સ્નાન કરે, સત્સંગ કરે, ને અંતરના કામ, ક્રોધ, લોભ, મોહ, નિંદા, કુથલી, વિગેરે દુર્ગુણોને કાઢે નહિ તો બધું ધૂળ ઉપર લીંપણ જેવું છે માટે પવિત્રતા અંદરની ને બહારની બેઉ હોવી જોઇએ તેમજ સરલતા અને બ્રહ્મચર્ય ને અહિંસા આટલી બાબતનું જ્યારે ઠીકઠીક પાલન કરે ત્યારેજ તેનું શારીરક તપ કહેવાય ગૃહસ્થાશ્રમી પુરૂષોએ તો ઉપર કહ્યું છે તેવું તપ જરૂર કરવુંજ જોઇએ તોજ તેનું અંતઃકરણ શુદ્ધ થઇ જ્ઞાન થાય છે ત્યારેજ તે બધાને પોતાની સમાન જોઇ શકે છે.

બીજા પ્રકારનું તપ વાણીનું છે. ઘણો માણસો આખો દિવસ મૌન રાખે છે. કેટલા એક દિવસે મૌન રાખી રાત્રે બોલે છે. કોઇ

વળી માણસો સમક્ષ મૌન રાખી દેવ પાસે બોલે છે. આમ અનેક પ્રકાર કરે છે. કેટલા એક મૌન રાખી બોલતા નથી પણ લખીને કહે છે. આવાં મૌનથી લાભ થવા સંભવ છે પણ હેતુ ઉચ્ચ હોય તોજ જો તેમાં કોઇ પ્રકારનો દંભ હોય છે તો કશી સિદ્ધિ થતી નથી વ્યવહાર કરનાર પણ વાણી કેળવવા ઉપરના મૌનમાંથી કોઇ પ્રકારનું મૌન લે તો લાભ છે. પણ તેવું જેનાથી ન બની શકે તેને માટે વાણીનું બીજા પ્રકારનું તપ શાસ્ત્રમાં બતાવેલું છે. તેણે બોલવું હોય ત્યારે કોઇને ઉદ્વેગ ન થાય એવા પ્રકારનું વચન બોલવું. ગૃહસ્થાશ્રમી પુરૂષ કે સ્ત્રી ધારે તો વાણીનું તપ બહુજ સારૂં કરી શકે કારણ તેમને ઘણાં માણસો સાથે અનેક પ્રકારથી બોલવાનું આવે તેમાં સામાનું મન ન દુખાય એવું સત્યને પ્રિય વાક્ય બોલે તો તેને મહાન્ ફળ છે તે સાથે હિતકારી પણ હોવું જોઇએ. તેમજ શાસ્ત્રનો અભ્યાસ કરવો એ પણ વાણીનું એક પ્રકારનું તપ છે. એક દાખલો છે કે એક સ્ત્રી પુરૂષને કોઇ કારણથી તકરાર થઈ પુરૂષે એવું કહ્યું કે હવે ત્યારેજ મનાઇશ કે જયારે તું મને પગે લાગીશ. ત્યારે સ્ત્રી કહેવા લાગી કે “ રોયા તારી રીસ મુક, કર તારૂં કાળું મોઢું, પીટયા હું તુને પચાશ વાર પગે લાગું છું ” આનું નામ વાણીનું તપ ન કહેવાય તેમજ કેટલા એક ભકતો ઇશ્વરનું ઘણા પ્રેમથી ભજન કરે છે. મહાત્માઓ પાસે જાય ત્યારે વિવેકથી બોલે છે. પણ સમય આવતાં જો તેમને ક્રોધનો પ્રસંગ આવે તો સામા ઉપર અનેક ગાળોને ખરાબ વચનોનો વરસાદ વરસાવે છે. અગર સામાનું ચિત્ત ચીરાય જાય તેવાં વચનો મારે તેનું નામ પણ વાણીનું તપ ન કહેવાય અગર ભગવાનના ગુણ ગાવાનું ફળ આવું કરનારને ન મળે, જે માણસ, સત્ય, પ્રિય અને હિતકારી વચન શાન્તિથી કહે તે જો

પ્રભુની સ્તુતિ કરે તો તેની જલદી સંભળાય છે કારણ વાણીના તપથી તેની વાણી શુદ્ધ થઇ હોય છે. શુદ્ધ વસ્તુજ પરમાત્માને પહોંચે છે. માટે બને તેમ વાણીના તપનો અભ્યાસ કરી વાણી શુદ્ધ કરવી પછી જપ, ભજન વિગેરે કરવામાં આવે તો તેનું સારૂં ફળ મળે છે. અને તેજ પુરૂષ સર્વત્ર પોતાના સમાન બીજાને જોઇ શકે છે એ નિશ્ચય છે ત્રીજા પ્રકારનું તપ મનનું છે. મનની પ્રસન્નતા એ મુખ્ય છે. શ્રીજગદ્દગુરૂ શંકરાચાર્ય કહે છે કે બાહ્ય ઈન્દ્રિયોનો નિરોધ કરવાથી મનની પ્રસન્નતા થાય છે, કારણ બહારના વિષયો ફન્દરૂપ છે તેથી જો સારૂં જોવામાં, સાંભળવામાં, કે બોલવામાં આવે તો હર્ષ થાય છે અને તેનાથી ઉલટું એટલે નઠારૂં જોવા સાંભળવા કે બોલવામાં આવે તો દુઃખ થાય છે. આ બેઉ પ્રકાર મનને બહાર લઇ જનારા છે. તેથી વિક્ષેપ યુક્ત મન રહે છે. એ મનની પ્રસન્નતા ન કહેવાય મન જ્યારે આત્મા સાથે સંધાયલું રહે અગર અંતર્મુખ રહે ત્યારેજ તેની પ્રસન્નતા વ્યક્ત થાય છે, એવી પ્રસન્નતા એજ પરમાત્માનાં દર્શનનો ખરો માર્ગ છે. માટે એ માનસ તપનું અંગ છે; તેજ પ્રમાણે શાન્ત સ્વભાવ રાખવો એ પણ તપ છે; તેમ જરૂર વિના નકામું બોલબોલ પણ ન કરવું. કેટલા એક એવું સમજે છે કે બીજાનું હિત હોય તેવું બોલવું એમાં હરકત નથી. પરંતુ એ વાત બરાબર નથી. કારણ પૂછ્યા વિના બીજાનું હિત પણ ન કહેવું જોઇએ. કારણ તે ક્યાં અટકયો છે તે સમજવું મુસ્કેલ છે માટે કોઇ પૂછે તેનોજ જવાબ આપવો એ નિયમ પાળ- વાથી પણ મનના ઉપર દાબ રાખવો પડે છે એ દાબ પણ એક પ્રકારનો તપજ છે; તેમજ ભાવના પણ શુદ્ધ રાખવી જોઇએ. બહુધા જેને જેને આપણે જોઇએ છીએ તેને તેને માણસ, પશુ પક્ષી વિગેરે

ભાવથીજ જોઇએ છીએ એ સામાન્ય ભાવના છે. પછીથી કોઇને શત્રુ, મિત્ર, સારો, નઠારો, એવો ભાવ પણ લાવીએછીએ એ વિશેષ ભાવના મનને બગાડનારી છે, હવે શુદ્ધભાવના કેવા પ્રકારની રાખવી તે નીચે મુજબ, સર્વનું અધિષ્ઠાન આત્મા છે. માટે સંપૂર્ણ વિશ્વના પદાર્થોમાં આત્મભાવના રાખવી અને તેમાં ભૂલ થવા ન દેવી એ મનનું સર્વથી ઉત્તોત્તમ તપ છે. આવી ભાવના રાખનારો સર્વ પ્રાણીને સમાનદૃષ્ટિથી જોઇ શકે છે. કોઇને ન્યુનાધિક સમજતો નથી. તેમ કોઇને દુઃખ દેવાના વિચાર પણ કરતો નથી તેમ કોઇનું બુરૂં થાય એવું પણ ધારતો નથી. અને આ ભાવના ઉપર રહીને તે જે જે ક્રિયાઓ કરે છે તે પણ તેને અને સર્વ વિશ્વને હિતકારક થાય છે. માટે કાયા, વાણી અને મન એ ત્રણેનું તપ કરનાર સર્વને પોતાના જેવાજ ગણી આ સંસારમાં ચાલે છે તેથી તેના અંતઃકરણનો વિકાશ થાય છે તેથી તેમાં પરમાત્માનો આવિર્ભાવ થાય છે ને અંતમાં જન્મમરણથી એ મનુષ્ય મુકત થઈ અખંડ સુખ અને શાન્તિને પામે છે. ૐ

૪ દાનનો વિષય પણ વિશાળ છે છતાં અત્રે તો તેની દિશા માત્રજ બતાવવામાં આવશે. પ્રાચીન પ્રણાલિ પ્રમાણે દાન આપનાર નો અભાવ થતો જાય છે એમ કહીએ તો કાંઈ ખોટું નથી. હાલમાં તો દાનમાં પણ સુધારો પેઠો છે.અનાથાશ્રમો, વનિતાવિશ્રામો, બોર્ડીંગો, ઇવગેરે સ્થાપન કરી તેને નામે પૈસા ઉઘરાવવા લાગવગ ધરાવનારાઓ ટીપો ફેરવે છે. અને તેનું નામદાન પાડવામાં આવે છે. શાસ્ત્રદૃષ્ટિથી એવા પ્રકારને દાન કહી શકાય તેમ નથી કારણ દાનનું સ્વરૂપ બહુજ વિચારવા જેવું છે. સુધરેલાઓ એમજ બૂમો મારે છે કે તમારા

દાનના પ્રવાહો, સાધુ, બ્રાહ્મણો તરફથી બંધ કરી અમારી સંસ્થાઓ તરફવાળો કારણ સાધુ બ્રાહ્મણો દેશમાં કેવળ ભારરૂપ છે તેજ પ્રમાણે તેની સંસ્થામાં કેળવાએલો વર્ગ નાસ્તિક અને ઉદ્ધત પાકે છે એટલે તે પણ નકામું છે. ખરીરીત તો એ છે કે અનાથો અને વિદ્યાર્થીઓને અન્ન વસ્ત્રજ આપવાં જોઇએ અને સાધુઓને પણ તેજ પ્રમાણે, દાન લેવાને તો યોગ્યતા જોઇએ. તેમાં પુનઃ ત્રણ ભેદ છે (૧) સાત્વિક દાન (૨) રાજસદાન (૩) તામસદાન, આપવુંજ જોઇએ એમ માનીને દેશકાળની યોગ્યતાનો વિચાર કરી ઉત્તમપાત્રને આપવું અને તેના તરફથી કોઇપણ પ્રકારના ઉપકારની આશા ન રાખવી એ સાત્વિકદાન છે. બદલો મળવાની ઇચ્છાથી ફળ મળવાનું ધારી ક્લેશ વેઠીને જે દાન આપવામાં આવે છે તેને રજોગુણી દાન કહેવાય છે. અયોગ્ય દેશકાળમાં અપાત્ર મનુષ્યને સત્કાર વિના તિરસ્કાર પૂર્વક જે દાન આપવામાં આવે છે તે તામસ દાન કહેવાય છે. આ પ્રકારે દાનના ભેદ સમજી તે પ્રમાણે દાન કરવું જોઇએ, આમાં પણ વસ્તુતઃ પોષણ સમતાનુંજ છે. દેશ પાત્ર જોવાથી સર્વત્ર એકાત્મા જોયો ન કહેવાય એમ ઉપલક વિચારે લાગે પણ જો વિચારીએ તો સમજાય કે દાન લેવા ઇચ્છનારા પોતાની યોગ્યતા સિદ્ધ કરવા ઉચ્ચ આચરણો કરવા લાગે છે તેથી તેનો વિકાશ થાય છે એ પણ હિતનો માર્ગ હોઇ છેવટ તે આત્મદર્શન કરવા ભાગ્યશાળી બને છે. તેથી આત્મદૃષ્ટિથી જોવાવાળાએ સામાને પણ સર્વત્ર આત્મજો તો બનાવ્યો તેનો અર્થ એ થયો કે આત્મ દર્શનથી જેવો આપણને આનંદ થાય છે તેવો બીજાને પણ આનંદ થાય એવી ભાવના રાખવી પણ ઉત્તમ દાનજ છે આવું દાન આપનારો પોતાના આત્મા સમાન

બીજાને જાણે છે. દાન લેવાનો અને આપવાનો પ્રકાર સમજવાની ઇચ્છા રાખનારે મનુ સ્મૃતિનું દાન પ્રકરણ જોઇ લેવું જેથી યથાર્થ સ્વરૂપ સમજાશે એજ.

(૫) તીર્થનું સ્વરૂપ પણ સમજવા જેવું છે ભારત વર્ષમાં જે જે તીર્થ સ્થાનો નક્કી કરેલાં છે તેમાં અનેક પ્રકારના ગુપ્ત ભેદ રહેલા છે. પ્રાચીન કાલમાં તો ઘણું કરી તીર્થ સ્થાનોમાં તપસ્વી પુરૂષોજ વસતા અને તીર્થ કરવા જનારાપણ પૂર્ણ શ્રદ્ધાથી જતા. તીર્થ કરવા જનારાઓએ ત્રણ બાબત ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ (૧) તીર્થ પવિત્ર કરનાર છે (૨) બીજું ત્યાં જઇ સાત્વિક વૃત્તિથી દાન કરી કોઇ પુરૂષોનો ( જ્ઞાનીનો ) સમાગમ કરવો (૩) મન, વાણી, વિગેરેને નિયમમાં રાખી સાત્વિકભાવના રાખવી. આ પ્રકારથી જો તીર્થ કરવામા આવે તોજ તીર્થનાં જે જે ફળ શાસ્ત્રમાં કહેલાં છે તે મળે છે. હાલમાં તીર્થોમાં વસતા મનુષ્યોમાં લોભ વૃતિ વૃદ્ધિ પામતાં કેટલો એક વિકાર થયો છે તથાપિ તીર્થોના સ્વરૂપ તો જેવાંને તેવાં છે અને તીર્થ કરનાર જો સાત્વિક ભાવ રાખે છે તો કાંઈક લાભ મેળવે છે. તીર્થ કરનાર પણ ઉચ્ચભાવના રાખવાના અભ્યાસવાળો થાય છે. તેથી તથા તીર્થ નિમિત્તે અનેક પ્રકારનાં પુન્ય દાન કરે છે અને સમાગમદ્વારા આનંદ અનુભવે છે તેથી સર્વત્ર તે સમ જાણી શકે છે.

(૬) વૃતના પણ જુદા જુદા ભેદ છે. પરંતુ બહુધા સામાન્ય રીતે તો લોકો જે ઉપવાસ કરે છે તેને વ્રત કહે છે ઉપવાસ એ એક પ્રકારથી વ્રત છે પરંતુ જે નિયમથી તે કરવું જોઇએ તેવું થતું જોવામાં આવતું નથી. ઘણાખરા લોકો ઉપવાસાદિ કરી બીજાની

નિંદા કુથલી કરે છે ક્રોધ કરે છે. તેથી વ્રતની ખરાબી થાય છે. વ્રત કરવાનો મુખ્ય ઉદ્દેશ એ છે કે મનુષ્યનું મન સાત્વિક થાય. અને પરમાત્માનું ધ્યાન શાન્તિથી કરી શકે તેથી પણ સર્વત્ર સમ દૃષ્ટિ કરવાની અગર રાખવાની ટેવ પડે છે.

(૭) જપનાં પાંચ પ્રકારના ભેદ ગણવામાં આવે છે (૧) વાચક, (૨) ઉપાંસુ (૩) માનસ (૪) એકાગ્ર (૫) શૂન્ય આ ભેદોનાં સ્વરૂપ ગુરૂદ્વારા સમજી તેના પરિપાક પ્રમાણે આગળ વધવામાં આવે ત્યારેજ જપનું ખરૂં તાત્પર્ય હાથમાં આવે છે કૂવામાંથી પાણી કાઢતા હોઇએ તેમ મન ગમે ત્યાં ભટકે ને માળા તાણવામાં આવે અગર ભ્રમરાની પેઠે નકામું ગણગણવામાં આવે તેથી જપનું ખરૂં સ્વરૂપ પ્રકટ થતું નથી અગર જપ કરનાર આત્મદૃષ્ટિપર રૂઢ રહી શકતો નથી માટે જપ કરવામાં પણ વિવેકની જરૂર છે.

(૮) યોગનું સ્વરૂપ સમજાવવાને તો આખું યોગશાસ્ત્ર છે એટલે તેને અહીં ટુંકામાં સમજાવતાં મુશ્કેલી નડશે. છતાં કાંઇક લખવું જોઇએ તે નીચે મુજબ યોગનાં આઠ અંગ છે (૧) યમ (૨) નિયમ (૩) આસન (૪) પ્રાણાયામ (૫) પ્રત્યાહાર (૬)ધારણા (૭) ધ્યાન (૮) સમાધિ એ સર્વનું તાત્પર્ય એકજ વસ્તુમાં છે તે એજ કે ચિત્તવૃત્તિનો નિરોધ કરવો તેનું નામજ યોગ છે. ઉપર જે આઠ સાધનો કહેવામાં આવ્યા છે તેનું તાત્પર્ય મનના નિરોધમાંજ પર્યવસાન પામે છે પ્રથમ અંગ જે યમ છે તેના પણ પાંચભેદ છે. (૧) અહિંસા (૨) સત્ય (૩) અપરિગ્રહ (૪) અસ્તેય (૫) બ્રહ્મચર્ય આ દરેકનો એક એક વિસ્તૃત વિષય થાય તેમ છે. પણ તે અહીં જાણી જોઈ લખવામાં આવ્યા નથી. બીજું અંગ નિયમ છે તેના

પાંચ ભેદ છે. (૧) સંતોષ (૨) શૌચ (પવિત્રતા અંતરને બહારની) (૩) તપ (૪) સ્વાધ્યાય અને (૫) ઇશ્વર પ્રણિધાન, ત્રીજું અંગ આસન છે તેના ચોરાશી ભેદ છે. તેજ પ્રમાણે પ્રાણાયામનું સ્વરૂપ પણ સૂક્ષ્મતમ છે એને પણ વિચારપૂર્વક સમજવું જોઇએ. (૪) પ્રત્યાહાર, વિગેરેના પણ ભેદોને સ્વરૂપ સમજી નો અભ્યાસ ધીમે ધીમે કરવો જોઇએ જે આવા પ્રકારનો અભ્યાસ કરે છે તે ચિત્ત સ્થિર થાય છે. અને મન સ્થિર થતાં રાગદ્વેષ ઓછા થવા લાગે છે. જેથી સમતા આવતાંજ સર્વત્ર આત્મદૃષ્ટિ કરવાની શક્તિ આવે છે. અને પોતાને જેવું સુખદુઃખ થાય છે તેવુંજ બીજાને થાય છે. એમ સમજનાર પુરૂષ ઉપર કહેલાં જ્ઞાનથી યોગ સુધીનાં સર્વ સાધનો એજ દૃષ્ટિથી કરે છે. ટુંકામાં માણસ ગમે તેવી ક્રિયા કરતો હોય પણ જો તેમાં તેની ભાવના ઉત્તમ હોય અને તેનું રક્ષણ થાય એ રીતે ક્રિયા કરતો હોય તો તે મનુષ્ય આ સંસારમાંથી સહજે પાર ઉતરી જન્મમરણથી મુક્ત થઈ અખંડ સુખને પ્રાપ્ત કરે છે. એ સુખ પ્રાપ્ત કરવાના રસ્તા અનેક છે તેમાંથી પોતાની શક્તિનો વિચાર કરી જે ઠીક લાગે તેને ગ્રહણ કરવો અને પછી તેપર દૃઢતાથી ચાલી સર્વ પ્રકારનાં અહંતા મમતાનો નાશ કરવો. આ રીતે નાશ કરનાર પરમાત્માના પરમ પદને પામે છે એજ મૂળ પદનો સાર છે. ૐ.



# સ્તવન ૫ મું.

## પરસ્ફુરણ પ્રેમ પ્રસાદ.

### દોહરો.

(૧) આ મારૂં આ પારકું, ગણે સાંકડું ચિત્ત;
ઉદાર સજ્જન સમજતો, વિશ્વ મિત્ર નિજ નિત્ય.

**ભાવાર્થ**—સંસ્કૃત ભાષામાં એક એવો શ્લોક છે કે **अयं निज परोवेत्तिः गणना लघुचेतसाम् । उदारचरितानां तु वसुधैव कुटुंबकम् ॥** આટલું મારૂં અને આટલું બીજાનું એવી ગણના કરનાર સાંકડા ચિત્તવાળો ગણાય છે અને સર્વ વસુધાને પોતાનું કુટુંબ સમજનારો ઉદાર ચિત્ત ગણાય છે, આનો અર્થ એમ નથી સમજી બેસવાનો કે ગમે તેની સાથે ખાવું અને વર્ણનો ભંગ કરી નાખવો આનો ભાવ એજ છે કે સર્વના તરફ એક સરખો પ્રેમ રાખવો સર્વનું હિત ઇચ્છવું અને યથા સમય મદદ કરવી પરસ્પરના ઇર્ષ્યા વિગેરેનો ત્યાગ કરવો.

(૨) **વિષયીના માથાપર શાસ્ત્ર. જીજ્ઞાસુના હૃદયમાં શાસ્ત્ર. અને જ્ઞાનીના પગ નીચે શાસ્ત્ર.** એનો ભાવ એ છે કે વિષયીપુરૂષ સંસાર અને સ્વર્ગનાં વિવિધ સુખોને ઇચ્છે છે તેથી વેદમાં જે જે કર્મ કરવાનાં કહેલાં છે તે તેણે કરવાંજ જોઇએ. કારણ વિષયનાં સુખ પુણ્ય પ્રભાવથીજ પ્રાપ્ત થાય છે, અને સ્વવર્ણાશ્રમ ધર્મ કર્મ કરવાથી પુણ્ય થાય છે. માટે વેદની સર્વ આજ્ઞાઓ તેના માથા ઉપર રહે છે. અર્થાત્ તે પ્રમાણે તેણે કરવુંજ જોઇએ જ્યારે તે પ્રમાણે તે કરે છે. તેમાં જો નિષ્કામ વૃત્તિ ચિત્ત શુદ્ધિ

થતાં જાગ્રત થાય છે તો વિષયિ જિજ્ઞાસુ બની જાય છે. ને કામના યુક્ત હોય છે તો સંસારનાં અને સ્વર્ગનાં સુખ ભોગવે છે. ને જન્મ મરણને પામે છે.

જે જિજ્ઞાસુ એટલે જ્ઞાનની ઈચ્છાવાળો છે. તે વેદનાં વચનો તો સમજે છે. પણ કર્મ કરતો નથી. તેતો વારંવાર ઉપનિષદનુંજ શ્રવણ મનન કરે છે અને અહંગ્રહ ઉપાસના કરે છે. સર્વ પ્રકારનાં કર્મ છોડી દે છે. છતાં કોઇ અજ્ઞાનીના મનમાં કર્મ ન કરવાં એવા પ્રકારનો ભેદ ઉત્પન્ન કરતા નથી. કારણ શ્રીકૃષ્ણ કહે છે કે **न बुद्धि भेदं जनयेदज्ञानां कर्मसगिनाम्**, કર્મસંગી અને અજ્ઞાનીને ભેદ ઉત્પન્ન કરવો નહિ. તેને કર્મ કરવા દેવાં. એટલે જિજ્ઞાસું સમજીને ન કરે માટે તેના હૃદયમાં શાસ્ત્ર કહેવાય

તેમ જ્ઞાનીના પગનીચે જ્ઞાની પુરૂષ જાતે કરતો નથી તેમ તેની પાસે જે ખરા જિજ્ઞાસુ આવે છે તેને પણ ના પાડે છે. એટલે તેના પગ નીચે શાસ્ત્ર ગણાય છે તે પોતાના જ્ઞાનમાં મસ્ત રહે છે. સમુદ્રમાં જેમ માછલાંના પગલાં જણાતાં નથી તેમ જ્ઞાનીની ગતિ એકાએક સમજી શકાતી નથી. કારણ શુક જેવા ત્યાગી પણ જ્ઞાની અને શ્રીકૃષ્ણ જેવા પૂર્ણ રાગી પણ જ્ઞાની, વસિષ્ઠ કર્મ કરનાર પણ જ્ઞાની અને જનક રાજ્ય કરનાર પણ જ્ઞાની. માટે જ્ઞાનીનું સ્વરૂપ બહુ ગૂઢ હોય છે. જ્યારે આપણા મનમાં ખરી જિજ્ઞાસા પ્રકટ થાય છે ત્યારેજ એવા પરમ જ્ઞાની ગુરૂ આપો આપ પ્રાપ્ત થાય છે અને એવા પુરૂષજ આત્મરૂપ અકર્તા અભોક્તા હોવાથી તેના પગ નીચે શાસ્ત્ર ગણાય છે શાસ્ત્રની આજ્ઞા તો કર્તા ભોક્તાનેજ લાગુ પડે અકર્તા ને નહિ. માટે જ્ઞાનીના પગ નીચે કહેલ છે.

**(૩) ચાહ નહિ ચિન્તા નહિ, મનમાં નહિ પરવાહ;**
**એ તિનો જાકું નહિ, સો શાહન કો શાહ.**

**ભાવાર્થ**—આ સંસારના દશ્ય અરે સ્વર્ગાદિના અદશ્ય અનેક પદાર્થો છે તે કોઈ પણ પદાર્થની જેના મનમાં ઈચ્છા ન હોય, જ્યારે ઇચ્છા ન હોય ત્યારે, તે મને મળશે કે નહિ મળે? એવા પ્રકારની ચિન્તા પણ ન હોય. અને તેવા પદાર્થ કોઇ આપનાર કદિ મળે તોપણ તેની મનમાં પરવા પણ ન હોય, એ ત્રણે જેને ન હોય એ બાદશાહનો પણ બાદશાહ છે. પરંતુ આ ત્રણે બાબતો જવી જોઇએ ત્યારેજ તેવું થવાય નહિતો નહિ.

(૪) આત્મા સત્ ચિત્ અને આનંદરૂપ છે તે જાણ્યા પછી સુખ અને દુઃખમાં સર્વત્ર સમ રહેવાય છે. તેજ આત્માનું યથાર્થ જ્ઞાન છે.

(૫) જેવા પ્રકારના વિચાર મનુષ્ય કરે છે તેવો તે થાય છે.

(૬) દુઃખથી ન ડરો, પર તાપ હરો, સહુ સંપ કરો, સત્ સુખ વરો દુર્ગુણતજો, સદ્‌ગુણસજો, ભગવાનભજો, તજી મોજમજો.

**(૭) દુઃખ દેવું પણ દેવનું, દયા ભરેલું કામ;**
**અતિ દયાથી રોગીને, વૈદ્ય દે છે ડામ.**

સાર એ છે કે સંસારમાં કોઇ વખત, કુદરતી દુઃખ પણ આવી પડે છે તે વખત અધીરા સ્વભાવનાં માણસો અકળાઇને ઇશ્વરપર દોષ ચડાવે છે ને કદિ વિવેક ચૂકીને ગાળો પણ દે છે તેણે વિચાર કરવો જોઇએ કે તેમાં પણ પરમાત્માની દયા હોય છે. આપણા અપરાધ પ્રમાણે તે શિક્ષા હોતી નથી. અગર તેમાં આપણું હિત હોય છે. માંદા મનુષ્યને વૈદ ડામ દે છે તે તેને નિરોગી કરવા સારૂજ ડામ દે છે. તેવો પ્રકાર દુઃખનો સમજવો.

(૮) બે સ્ત્રીઓ કરો કે બે ઇચ્છાઓ કરો. કારણ એ સમાનજ છે. તે હૃદયને ચુંથી નાખે છે. મનમાં વિક્ષેપ ઉત્પન્ન કરે છે.

(૯) પ્રભુની પ્રીતિ પરમાનંદને આપનારી છે.

(૧૦) ઇન્દ્રિયોનું રમણ ભાવિ દુઃખ આપનારૂં છે અને ઇન્દ્રિઓનું દમન ભાવિ સુખ આપનારૂં છે. આ સુખ દુઃખની ચાવી છે. જો સુખની ઇચ્છા હોય તો આંખો, કાન, મુખ, વિગેરે ઇન્દ્રિઓને વશ રાખો ને દુઃખીજ થવું હોય તો ગમે તે જુઓ, ગમે તેવું સારૂં નઠારૂં સાંભળો અને મરજીમાં આવે તેટલું બકો એ તમારી મરજીની વાત છે.

(૧૧) બનેન જે બળ જોરથી, પ્રેમ બનાવે તેહ;
પ્રેમ ભણ્યો તે સહુ ભણ્યો, એમાં નહિ સંદેહ.
(૧૨) ચંચળ ચિત્ત જન જોઇને, પ્રેમ મોહમય થાય;
ધીર વીર નર પારખે, પ્રેમ તણો મહીમાય.
(૧૩) પાની પીલાવત કયા ફિરો, ઘર ઘર સાયર વાર;
તૃષાવંત જો હોયગા, પીવેગા જખમાર.
(૧૪) કળવામાં આવે નહિ, કલિયુગનો મહીમાંય;
સ્વાર્થ સાધક છોકરાં, છલકરી છેતરી જાય.
(૧૫) દુરિજનકી કૃપા બુરી, ભલો સંતનકો ત્રાસ;
જ્યું સુરજ ગરમી કરે, ત્યું બરખનકી આશ.
(૧૬) સંગત કીજે શ્વાનકી, દો પાતીકા દુઃખ;
ખીજે કાટે પાવકોં, રીઝે ચાટે મુખ.
(૧૭) લીખના પઢના ચાતુરી, તિનો બાત સહેલ;
કામ દહન મન વશ કરન, ગગન ચઢન મુશ્કેલ.

(૧૮) नाऽपृष्टः कस्यचिद्ब्रूयात्—અર્થ-પૂછયા વગર બોલવું નહિ.

(૧૯) આપણા પરીક્ષકો દુર્જન છે માટે સાવધ રહેવું.

(૨૦) ઐકયમાં રાગદ્વેષ કયાં છે?

(૨૧) પરોપકાર પુણ્યને માટે, અને પર પીડા પાપને માટે છે.

(૨૨) બેસતાં મર્યાદા વિચારવી કે જેથી કોઇ ઉઠાડે નહિ.

(૨૩) यस्य नास्ति स्वयं प्रज्ञा तस्य शास्त्रं. करोति किम्

અર્થ—જેને પોતાને વિચાર કરવાની બુદ્ધિ નથી તેને શાસ્ત્રો શું કરે?

(૨૪) પોતાની સગવડોને દૂર કરી બીજાને માટે આત્મભોગની નિઃસ્વાર્થ તૈયારી રાખવી તેનું નામ પ્રેમની પરાકાષ્ટા.

(૨૫) મુખમાં મધુરતા ને ધર્મમાં તત્પરતા એ સુખનો સત્ય રસ્તો છે.

(૨૬) ગુણ ધર્મ રહિત પુરૂષનું જીવતર પ્રયોજન વિનાનું છે.

(૨૭) બ્રહ્મ સત્ય છે અને જગત્ મિથ્યા છે એ કરોડો ગ્રંથનું રહસ્ય છે.

(૨૮) मातृवत्परदारेषु परद्रव्येषुलोष्ठवत्
आत्मवत्सर्वभूतेषु यः पश्यति स पश्यति.

ભાવાર્થ—પારકી સ્ત્રીઓને માતા સમાન જુએ, પારકા દ્રવ્ય ને માટી સમાન સમજે અને ભૂતમાત્રને આત્મા સમાન જુએ. તેજ ખરૂં જુએ છે.

(૨૯) मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोसि मे.

ભાવાર્થ—મારે વિષે મનવાળો થા, મારો ભક્તથા, મારૂં પુજન કરનારો થા અને મનેજ નમસ્કાર કર. મને જે પ્રિય જાણે છે તે નિશ્ચય મને પ્રાપ્ત થાય છે.

(૩૦) જો મતિ પીછે ઉપજે, સોમતિ આગે હોય;
કાર્ય ન બિગડે આપણું, દુરિજન હસે ન કોય.

(૩૧) ફીકર બંદા મત કરો, રખ દિલમેં આરામ;
દાને દાને પર લિખ્યો, ખાનેવાલેકો નામ.

(૩૨) મનનો નાશ બે પ્રકારથી થાય છે (૧) અરૂપ નાશ, સ્વરૂપ નાશ. અરૂપ નાશ એટલે વાદી લોકો જેમ સર્પને પકડી તેના વિષને કાઢી નાખે છે. પછી પાસે રાખેલ સર્પને કંઠમાં ધારણ કરે છે, આખા શરીર પર એ સર્પ મરજીમાં આવે તેમ ફરે છે. વખતે તેની પાસે પોતાના અંગપર બચકું પણ ભરાવે છે છતાં તેનાથી મૃત્યું થતું નથી કારણ સર્પ નિર્વિષ છે તેજ પ્રમાણે મનરૂપ સર્પને વિવેક વૈરાગ્યરૂપ ચીપીયાથી પકડી આસક્તિરૂપ ઝેર કાઢી નાખવામાં આવે તો પછી વાસના બંધાતી નથી એટલે જન્મ મરણ થતું નથી એનું નામ મનનો અરૂપ નાશ છે અને વિદેહમુક્તિમાં મનનો સ્વરૂપ નાશ થાય છે.

(૩૩) છ માસ સુધી પોતાના ઘરમાં ખાનગી અભ્યાસ કરનારો નટ પછી લોકોના ટોળામાં દોર પર ચડે છે. છતાં પ્રથમના અભ્યાસથી દૃઢ થએલી નજર જેમ દોરડાથી દૂર થતી નથી તેમ

એકાન્તમાં આત્મ અભ્યાસ કરી વ્યવહારમાં આવનાર પુરૂષ પણ બ્રહ્મ ભાવના ભૂલતો નથી.

**(૩૪) ઊંટ પંડિતકા એક મતા, ગલા ઘાતકે ખાય;**
**સંત પાડાકા એક મતા, સબહી ચલા જાય.**

**અર્થ**—લાંબી ડોકવાળું ઊંટ ઊંચેથી ખાય છતાં બીજાને મળે નહિ. તેમ પંડિતો પોતાનું પેટ ભરે પણ બીજાને પોષણ મળે નહિ, પાડો તો મોટું છીંડું પાડે જેથી તેની પાછળ સર્વ પોષાય તેમ સંત સમ ઉપદેશ કરે જેથી બધાને પોષણ મળે.

(૩૫) સંન્યાસી નીચેના ચાર પ્રકારને લક્ષમાં રાખે તો રાગ દ્વેષથી મુક્ત રહે (૧) મૈત્રિ–સમાનને મદદ કરવી (૨) મુદિતા–પોતાનાથી અધિક ને જોઇ ખુશી થવું (૩) કરૂણા–દીન ઉપર દયા કરવી (૪) ઉપેક્ષા–દુર્જનની ઉપેક્ષા કરવી. તેના વિચાર મનમાંથી કાઢી નાખવા.

**(૩૬)–कठोपनिषद्–वैश्वानरः प्रविशत्यतिथिर्ब्राह्मणो गृहान् ।**
**तस्यैतां शान्तिं कुर्वन्ति हर वैवस्वतोदकम्**

**ભાવાર્થ**—યમરાજાને તેનો મંત્રિ કહે છે–અગ્નિજ અતિથિ બ્રાહ્મણ થઇને ગૃહમાં પ્રવેશ કરે છે એ અતિથિની પાદ્ય, આસનાદિ વડે શ્રેષ્ટ પુરૂષો શાન્તિ કરે છે તેટલા માટે હે વૈવસ્વત એટલે સૂર્યના પુત્ર યમ, તમે પણ તમારે ત્યાં આવેલ નચિકેતાનામક અતિથિને પાદપ્રક્ષાલનાર્થે જલ આપો નહિ તો જેમ શાન્ત કર્યા વિનાનો અગ્નિ સપરિકર ( સર્વ સામગ્રી–સામાન–સહિત ) ઘરને બાળી નાખે છે તેમ અનર્ચિત અતિથિ પણ સર્વ બાળી દે છે.

**(૩૭) कठोपनिषद्–आशा प्रतीक्षे संगतं सूनृतां चेष्टापूर्त्ते**

पुत्र पशूँश्च सर्वान्। एतद्वङ्क्ते पुरुषस्याल्प मेधसो यस्यानश्नन्वसति ब्राह्मणो गृहे.

**ભાવાર્થ**—જે અલ્પ બુદ્ધિવાળા મનુષ્યના ઘરમાં અતિથિ બ્રાહ્મણ ભોજન કર્યા વિના રહે છે, અગર જેના ઘરમાંથી અતિથિ બ્રાહ્મણ નિર્મુખ પાછો જાય છે. તેનાં આશા એટલે—અજ્ઞાત સ્વર્ગાદિ વસ્તુની પ્રાપ્તિની ઇચ્છા, પ્રતીક્ષા એટલે—પ્રત્યક્ષાદિવડે જ્ઞાત રાજ્યાદિ વસ્તુની વાટ જોવી તે, સંગીત એટલે—સત્પુરૂષોના સમાગમથી ઉત્પન્ન થનારૂં ફલ, સુનૃતાં એટલે—પ્રિય વાણીરૂપ નિમિત્તથી થનાર ફલ, ઇષ્ટ એટલે—યજ્ઞ જન્ય ફલ સ્વર્ગાદિ, પૂર્ત એટલે, ઈશ્વિર પ્રીત્યર્થે કરાવેલ કૂવા, બાગ, તળાવ, વિગેરેથી થનાર ફલ પિતૃ લોકાદિ, પુત્ર, પશુ ગાયો વિગેરે સર્વસ્વનો નાશ થાય છે. માટે પોતાને ત્યાં આવેલા અતિથિને ગૃહી પુરૂષોએ કદિ પણ ખાલી બહાર કાઢવો નહિ. યથા શક્તિ અને યથા સમય કાંઇક આપીનેજ તેમને વિદાય કરવો. કારણ અતિથિ અગ્નિ રૂપ અગર વિષ્ણુ સ્વરૂપ છે એમ સમજીનેજ તેનું આતિથ્ય કરવું. એ સનાતન ધર્મ છે.

(૩૮) વૈખરીમાં પરમાત્માનું નામ પરિપાક થયાની નિશાની એ છે કે સુખ દુઃખમાં તેનુંજ ભાન રહે.

(૩૯) મધ્યમામાં જપના પરિપાકની નિશાની એ છે જે જપ બંધ થઇ ગયા પછી પણ તેનો ધ્વનિ રહે.

(૪૦) પશ્યન્તિમાં જપના પરિપાકની નિશાની એ છે કે સ્વપ્ન-માં પણ જપ થવા લાગે.

(૪૧) પરાવાણીની બાબત સ્વસંવેદ્ય છે એટલે અનુભવી શકાય એવી છે. કહી કે લખી શકાય તેવી નથી.

(૪૨) મુકુન્દ શબ્દનો અર્થ એ છે કે પોતે મુક્ત હોઇ બીજાને મુક્તિ આપનારા તે મુકુન્દ એ ભાવના ઉત્તમ છે.

(૪૩) સારીંગને સારીંગ ગૃહ્યો, સારીંગ આવ્યો ધાય મુખકો. સારીંગ જો કઈ, તનકો સારીંગ જાય.

(૪૪) આવ્યો સમો કાલ જશે ખરે એ, યોગેન્દ્ર રખેતુ ઝુરતોરે

(૪૫) કવિ જુઠું કદિ નવ કહે, જુઠા જેવું જણાય;*
ખીસા માંહી પડ્યું પડ્યું, અંગરખું વણાય.

(૪૬) सोहम् स+अहम्
सोहम् એટલે તે હું— } स=તે+अहम्=હું અર્થાત્.

(૪૭) વિવર્ત એટલે પોતાનું મૂળ રૂપ બદલ્યા વિના બીજારૂપે દેખાવું. જેમ–રજ્જુમાં સર્પ.

(૪૮) જન્મ મરણનું કારણ કામ–વાસના છે. તેને રહેવાનાં સ્થાનત્રણ છે (૧) ઇન્દ્રિઓ (૨) મન (૩) બુદ્ધિ એ ત્રણેનો નિગ્રહ કરતાં કામ નાશ પામે છે અને જન્મ મરણ ટળે છે.

(૪૯) જ્ઞાન ન થવામાં બે પ્રતિબંધક છે. (૧) સંશય. (૨) વિપર્યય.

(૫૦) તેને નાશ કરનાર શ્રવણ મનન ને નિદિધ્યાસન છે.

(૫૧) સંશય બે પ્રકારના છે (૧) પ્રમાણગત (૨) પ્રમેયગત. વેદાદિ શાસ્ત્રો ભેદનો બાધ કરતા હશે કે અભેદનો ? એ પ્રમાણ ગત સંશય કહેવાય તે ઉપનીષદ્‌નું વારંવાર શ્રવણ કરવાથી ટળી જાયછે.

જીવ અને બ્રહ્મ ભિન્ન હશે કે અભિન્ન ? એનું નામ પ્રમેય ગત સંશય છે તે મનન કરવાથી મટી જાય છે.

---

* ખીસું=પેટ અંગરખું=શરીર.

બ્રહ્મ દેખાતો નથી માટે નથી એ વિપર્યય તે નિદિધ્યાસન કરવાથી નાશ થાય છે.

(૫૨) ઉપરથી કડવું જણાતું વેણુ અંદરથી મીઠું હોય છે. જેમ કેરીની છાલ તુરી હોય પણ રસ મીઠો હોય છે.

(૫૩) જાતન પૂછીએ સંતની, પૂછ લીજીએ જ્ઞાન;
મૂલ્ય કરો તલવારકો, પડે રહન દયો મ્યાન.

(૫૪) માયા રાખે મૂરખો, માયા તજે ગુલામ;
ખાએ ખરચે વાપરે, તેને સો સો સલામ.



## સ્તવન ૬ હું.

### ( મનહર છંદ. )

સંસારમાં કષ્ટ ઘણાં, નજરે દેખાય મને;
તેથી છૂટવાને માટે, કહું હું વિચારીને.
સદ્દગુરૂ શરણમાં, સુખ બાહુ ભારી દીસે;
તેથી બીજાં સાધનોને, મનમાંથી મારીને.
કપટ ભાવને ત્યાગી, ગુરૂ પદે અનુરાગી;
આજ્ઞા શિર ધારો સદા, ઇશ ઉપકારીને.
ઇશ્વરને ગુરૂ વિષે, ભેદ તમે જાણો નહિ;
કહે ગવરીશંકર, ગુરૂ કૃપા વારીને.

ભાવાર્થ—આ સંસારમાં દુઃખો ઘણાં છે પણ અધ્યાત્મ, અધિભૂત અને અધિદેવ એ ત્રણમાં સર્વનો સમાવેશ થઇ જાય છે. તેમાંથી છુટવાનો સરલ ઉપાય હું કહુંછું તે ધ્યાનમાં રાખો. સંસાર-

માંથી છૂટવા **શ્રીગુરૂને** શરણે જવું એજ ઉત્તમ ઉપાય છે ભક્તરાજ **પ્રીતમદાસ** કહે છે કે–ગુરૂગોવિંદ થકી છે અધિક, જેની પરમારથ કારણુશીખ. ગોવિંદના સરજ્યા પડયા જીવ જાળ. ગુરૂ તેની મુક્તિ કરે તતકાળ. માટે ગુરૂને શરણે જવું. સર્વ સાધનોનું સાધન પણ એજ છે. માત્ર મનમાંથી કુટીલતા કાઢી નાખવી. કપટી માણસ ગુરૂને ઈશ્વર સ્વરૂપ સમજી શકતો નથી તેતો ગુરૂને પોતાના જેવા માણસ જ સમજે છે. તેથી અનેક પ્રકારે ગુરૂના છીદ્ર શોધી તેમની નિંદા કરે છે. અથવા બીજાના ભમાવવાથી ભૂત થઇને ગુરૂની સામા થાય છે અથવા બીજાની સાથે મળી ગુરૂની નિંદા કરે છે. આવા પ્રકાર થવાનું મુખ્ય કારણ એ છે કે તે ગુરૂને દેવ અગર ઇશ્વરરૂપ નહિ. પણ માણુસ રૂપ સમજે છે. તેથીજ આવાં આચરણ કરે છે તો પછી આજ્ઞા માનવાની તો વાતજ કયાં ? ગુરૂની આજ્ઞા પાળવાની વાત કઠિણ છે. ગુરૂ થઇ સર્વને આજ્ઞા પળાવવી સારી લાગે છે પણ ચેલા થઇ આજ્ઞા પાળવી એ કઠિણ કામ છે. કદિ ગુરૂએ એકાદ સખત વચન કહ્યું હોય છે તો તેને યાદ રાખી ગોખ્યા કરે આવા દેહભિમાનનાં પૂતળાં અને પોતાને જ્ઞાન ને શિખરે સ્થિત માનનારા જ્ઞાની મન્યં પુરૂષો ગુરૂની આજ્ઞા પાળી કે માની શકતાજ નથી એતો માત્ર વાતોજ કરે છે. બાકી ગુરૂને ઇશ્વર રૂપ સમજી તેની આજ્ઞા જો માનવામાં આવે તો મનુષ્યના સુખનો માર્ગ જરા પણ દૂર નથી માટે વિચારવાન્ પુરૂષે ઇશ્વર અને ગુરૂને અભેદ સમજી તેમની આજ્ઞા ધારણ કરવી. શુકદેવે જનકને ગુરૂ કર્યો નહોતો તે પહેલા પણ જો તેને ઉભા રહેવાની આજ્ઞા કરી તો સાત દિવસ ઉભા રહ્યા છતાં તેમના મનમાં અભાવ ન આવ્યો ત્યારે કલિયુગના ચેલા પારા જેવા હોય છે કસોટીનો સહજ અગ્નિ અડતાં આપોઆપ ઉડી જાય છે.

માટે તેવા ન બનતાં ગુરૂશરણમાં દૃઢ વિશ્વાસ રાખી તેની આજ્ઞા પાળી જન્મ મરણરૂપ સંસાર દુઃખથી મુક્ત થવું એજ આપણું શ્રેય છે-ૐ.

---

## સ્તવન ૭ મું.

### પ્રણવ મંત્રની એકાગ્ર ચિત્તે કરવાની સ્તુતિ.

### ( છંદ ભુજંગી. )

હરિઃ ૐ એ શબ્દ છે સુખદાતા, હરિઃ ૐ એ શબ્દ તો છે અજાતા;
હરિઃ ૐ એ શબ્દ છે સર્વ વ્યાપક, હરિઃ ૐ એ શબ્દ છે સર્વ સ્થાપક.
હરિઃ ૐ એ શબ્દ છે જગત કારણ, હરિઃ ૐ એ શબ્દ છે કષ્ટ તારણ;
હરિઃ ૐ એ શબ્દ છે આપ ઇષ્ટ, હરિઃ ૐ એ શબ્દ છે પાપ નષ્ટ.
હરિઃ ૐ એ શબ્દ છે સ્વર્ગબારી, હરિઃ ૐ એ શબ્દ છે શાન્તિકારી;
હરિઃ ૐ એ શબ્દ છે સુવેદાન્ત, હરિઃ ૐ એ શબ્દ છે જ્યોતિકાન્ત.
હરિઃ ૐ એ શબ્દ છે સર્વ કર્તા, હરિઃ ૐ એ શબ્દ છે સર્વ ભર્તા,
હરિઃ ૐ એ શબ્દ છે આત્મરૂપ, હરિઃ ૐ એ શબ્દ છે સર્વ ભૂપ.
હરિઃ ૐ એ શબ્દ છે પૂર્ણ જ્ઞાન, હરિઃ ૐ એ શબ્દ છે બ્રહ્મજ્ઞાન;
હરિ ૐ એ શબ્દ છે શાસ્ત્રસાર, હરિ ૐ એ શબ્દ છે મર્ણ માર.
હરિઃ ૐ એ શબ્દ છે સૌ રહસ્ય, હરિઃ ૐ એ શબ્દ છે દૃષ્ટ દશ્ય;
હરિઃ ૐ એ શબ્દ છે વેદગાન, હરિઃ ૐ એ શબ્દ છે મોક્ષસ્થાન.

---

હરિઃ ૐ એવા તમોને નમું છું, કરી ગુણનું ગાન ભૂમાં ભમું છું;
લઈ લક્ષમાં પ્રાર્થના લ્યો સ્વીકારી, કરો દાસને શર્ણમાં નિર્વિકારી.

ઘણા જન્મ તો જગતમાં મેં ધર્યા છે,અનીતિ ચલાવી અધર્મો કર્યા છે;
થયો ઝાડથી માંડીને જંતુ સુધી,બધી યોનિમાં આથડયો હું અબુદ્ધિ.
મરી જન્મવું એજ મારો શીરસ્તો,કદિ અંધને માર્ગ રૂડો ન દિસ્તો;
મયાળુ ગણી મહેરબાનીજ કીધી, રૂડી મનુષ્ય દેહ આપેજ દીધી.
હવે નામ તારૂં કદિ ના વિસારૂં, થઇ મગ્ન મોહન સદાએ સંભારૂં.

---

આ બેઉ પદનો ભાવ અને અર્થ ખુલ્લોજ છે. માટે જિજ્ઞાસુએ એકાંન્તમાં, એક આસને બેસી, એકાગ્ર મન કરી, મનના ખરા ભાવથી પરમાત્માભિમુખવૃત્તિ રાખી, હમેશાં એક વખત અગર વધારે શ્રદ્ધા હોય તો બે–પાંચ કે સાત વખત સ્તુતિ કરવી આથી મનમાં પરમશાન્તિનું અલૌકિક ભાન થશે. અસ્તુ—

ૐ. શાંન્તિ: શાન્તિ: શાન્તિ:

---

## સ્તવન ૮ મું.

### પરમાત્માની અભિન્ન દૃષ્ટિએ કરેલી ઉપાસના.

જય જય જય વિભુ પ્રણવ નિરંજન,ભક્તતણા પ્રભુ ભવભયભંજન;
અંતર શાન્તિ નિરંતર સ્થાપો, કુમતિ પાપ પરિતાપ ઉથાપો.
ઉચ્ચ વિચાર સ્ફુરાવો ઉરમાં, વસ્યા જોઉં હરિ ભુર્ભુવ સ્વરમાં;
વૃત્તિ પળ નવ વિસરે સ્વામી, અભેદ સ્વરૂપે રહે અતિ જામી.
સમતા આપો મમતા મારી, દયા ક્ષમા ધૃતિ તોષ વધારી;
દૃગથી સહુમાં શુભ ગુણ ન્યાળું, સત્યહિત પ્રિય વચન ઉચ્ચારૂં.
વર્તન એવું નાથ કરાવો, દુર્ગુણ દોષ સહુના વિસરાવો;
કીટ ભ્રમર સમ સદા સ્મરીને, મુકુંદ માંહે મળું જગત તરીને.

ભાવાર્થ—અંજનરૂપ માયાથી રહિત નિરંજન અને વ્યાપક કે પ્રણવ ૐકાર પરમાત્મા આપનો જય હો. જય શબ્દ પણ ચમત્કાર યુક્ત છે. તેથી તેને અત્રે સમજાવવામાં આવે છે. અક્ષરોને અંકની સંખ્યા સાથે સમ્બન્ધ છે તેથી જનો આઠ અંક છે અને યનો એક અંક તેને ઉલટાવીએ તો. ૧૮ થાય. તેનો ભાવ એ છેકે એક પુરૂષ અને આઠ પ્રકૃતિઓ છે. એ આઠ પ્રકૃતિપર એકજ પુરૂષ જય કરે છે એટલે પ્રકૃતિ :જે પુરૂષનું વિવર્ત છે તે એમાં સમાઇ જાય છે ત્યારે ૧×૮=૯ નો પૂર્ણ અંક થાય છે એટલે પ્રણવ સ્વરૂપ પરમાત્મા સર્વત્ર પરિપૂર્ણ છે. અન્ય કાંઇ નથી એ જય શબ્દનો ભાવ છે એજ પરમાત્મા અગર તેનું જ્ઞાન એ ભવ–સંસારના ભયને નાશ કરનાર છે. તેનીજ સ્તુતિ કરવામાં આવે છે કે હે પ્રભુ અંતઃકરણમાં શાન્તિ સ્થાપન કરો. શરીર પ્રાપ્ત કર્તવ્ય ભલે કરે પરંતુ ચિત્ત વ્યગ્ર ન થાય એજ યથાર્થ નિવૃત્તિ છે. કાર્ય કરતાં છતાં ચિત્ત સ્થિર ત્યારેજ રહીશકે કે જ્યારે તેમાં મલીનતા ન હોય માટે કહેછે કે નઠારી બુદ્ધિ, પાપ, અને દુઃખ એ સર્વને દૂર કરો. કારણ એ અંદર ક્ષોભ કરનારાં છે. મન કલ્પના રૂપ હોવાથી કલ્પના વિના રહી શકતું નથી તો તેને આલંબન મળે માટે કહેછે કે અંતઃકરણમાં ઉચ્ચ વિચારો સ્ફુરાવો માણસ જેમ જેમ ઉચ્ચ વિચાર કરતો જાય છે તેમ તેની ક્રિયા પણ સ્વાભાવિક ઉચ્ચ થાય છે. કદિ કોઇને એમ શંકા થાય કે ઉચ્ચ વિચાર ક્યાં સુધી કર્યા કરવા તો તેનો પણ જવાબ આપી દેછે કે ઉચ્ચ વિચાર એ પરાકાષ્ટાએ પહોંચે કે ભૂર્લોક ભુવર્લોકને સ્વર્લોક સર્વત્ર પરમાત્માનેજ વસેલા જોઉં. એવી ઇશ્વરાકાર થએલી વૃત્તિ કયારેય પણ ભૂલાયજ નહિ. અને અખંડ અભેદરૂપે સર્વત્ર એ જામેલીજ રહે. આવી વૃત્તિનું અભિમાન થઇ

જાય તો એ પણ પુનઃ પડવાનો માર્ગ ગણાય. તો નિર્ભયપદ મળ્યું કહેવાય નહિ. માટે નિર્ભય થવા સારૂ વિનવે છેકે કોઇ જાતનું અભિમાન ન થતાં સદા સમતા રહે. અને સમતાનું પણ મમત્વ ન થાય. થાટે દયા, ક્ષમા, ધીરજ અને સંતોષ પણ વધારો. વિશ્વમાં જ્યાં જ્યાં દૃષ્ટિ કરૂં ત્યાં ત્યાં સારાજ ગુણો જોઈ શકું અને તેમ કરતા સત્ય, પ્રિય અને હિત વચનોજ બોલું. હે નાથ મારી પાસે સદા એવું વર્તન કરાવો. કારણ આપજ, મારા અને સર્વના અંતઃકરણમાં રહી, બાજીગર જેમ કાષ્ટની પુતળીઓને દોરીઓ બાંધી નચાવે છે તેમ સર્વના પ્રેરક બનોછો. તો–દુર્ગુણ અને દોષ ભૂલી જવાય–જગત્ ભાવના નષ્ટ થાય એવી રીતે આપજ ચલાવો, આ શરીર રૂપ રથના નિયંતા આપને સમજી તેની સર્વ બાબતો આપનેજ સુપ્રત કરી છે તો આપની ઇચ્છાનુસાર તેને ચલાવો. કીટભ્રમર ન્યાયે હું આપનું સ્મરણ કરી મારૂં પ્રથક્ અભિમાન છોડી દઇ આપના સ્વરૂપમાં અભેદ થાઉં એજ ઇચ્છા છે. ૐ. કીટભ્રમર ન્યાય તેને કહે છે કે માટીનું દર કરનારી ભ્રમરી એક જાતની ચેળ લાવે છે અને તેને માટીના દરમાં પૂરી પછી ડંખ મારી પોતે ઉડી જાય છે. ડંખની પીડા થતાં પેલી ચેળ વિચારમાં પડેછે કે હમણા ભમરી આવશે ને પુનઃડંખ મારશે. થોડી વાર પછી ફરી ભમરી આવી ડંખ મારી જાય છે એટલે પેલી ચેળ (કીડો) વધારે ભય પામી સ્મરણ–ચિંતન–કરવા લાગે છે આથી અંતમાં તેને ડંખને સ્થાને પાંખો આવે છે અને કીટ ભ્રમર બનીજાયછે. આજ ન્યાયે જીવાત્મા જ્યારે સર્વ આશાઓ ત્યજી પરમાત્માનું ચિંતન કરવા લાગે છે. તેમાં તેની જેવી જોઇએ તેવી ખરી એકતાનતા થઇ જાય છે ત્યારે તે જીવ મટીને શિવ થઈ જાય છે. તેજ વાતને લક્ષમાં રાખીને કહે-

વામાં આવે છે કે મુકુંદ–મુક્તસ્વરૂપ પરમાત્મામાં જગત્ તરીને મળી જાઉં. અર્થાત્ મારા સ્વસ્વરૂપનું યથાર્થ જ્ઞાન અનુભવી જગતની પ્રથક્ ભાવના ભૂલી જાઉં ત્યારેજ પ્રથમ કહેવામાં આવેલ જય–પૂર્ણ નિર્વિકાર અખંડ, શુદ્ધ બુદ્ધ મુક્ત સ્વરૂપ થાઉં એવા વિચારપૂર્વક મનની એકાગ્રતાથી જો નિયમપૂર્વક આ સ્તુતિ કરવામાં આવે તો જીવાત્માનું કાર્ય થઈ જાય છે માત્ર તેનો નિશ્ચય અડગ હોવો જોઇએ.

---

## સ્તવન ૯ મું.

### અભેદાનુરાગીના ઉદ્દગાર.

( કામણુ દિસે છે અલબેલા તારી આંખમો રાગ.)

મુજ મનનું ક્યારે પ્રણવ પ્રભુમાં જશે મળી રે,
અહં મમથી ગળી રે. મુજ–ટેક.

દૃશ્ય વિષયનું ચિંતન ત્યાગી, સત્ય સ્વરૂપમાં થઇ અનુરાગી
જડતા ભાગી ચૈતન્યમાં જાશે કળી રે. મુજ. ૧
બાહ્ય ભ્રમણતા સર્વે ભૂલી, અંતર વૃત્તિઓ કરી સહુ ખુલ્લી
અભેદ રસમાં ડુલીને રહેશે ખળી રે. મુજ. ૨
શ્રદ્ધા ચાવી લઈ અણમૂલી, હૃદયમંદિરનાં દ્વારા ખોલી
ૐ બોલીને જશે નાદ માંહે ગળી રે. મુજ. ૩
નિશાન ઝાલી નિશ્ચય કેરૂં, આશાનું ઉખાડી દહેરૂ
કુદશે ક્યારે માયા મેરૂ ઉછળી રે. મુજ. ૪
વ્યવહારીક વાતોને છોડી, શમ દમમાં નિત્ય આગળ દોડી
નામ રૂપને બોડી પ્રિય પદમાં ઢળી રે. મુજ. ૫

કાયરતાને કોરે મૂકી, તીવ્રેચ્છામાં તાનથી ઝુકી
પ્રેમાગ્નિ ફુંકી ક્યારે મરશે બળી રે. મુજ. ૬
દેહ ભાન તારૂં વિસારી, આત્મ ઐક્યને અંતર ધારી
લુણવારી સમ ક્યારે એક થશે મળી રે. મુજ. ૭
નેહ નદીનું રૂપ ધરીને, મુકુન્દ સાગર મધ્ય મળીને
દ્વૈત દળીને આનંદમાં જાશે હળી રે. મુજ. ૮

ભાવાર્થ—એક સારૂં ચિત્ર જોતાં આપણી દૃષ્ટિ તે પર ઠરી રહે છે, કોઇ વાઘનો મધુરનાદ સાંભળીએ તો બેઘડી ત્યાં ઉભા રહેવાની ઇચ્છા થઈ જાય છે, કોઈ સુંદર કંઠમાંથી અદ્ભૂત ગાન સાંભળી આપણું ડોકું, મુરલી નાદમાં મસ્ત થએલા નાગની પેઠે ડોલવા લાગે છે. આ આકર્ષણની સાથે જો તે કાર્ય કરનારનો વિચાર આવતાં તેમની પાસેથી તે કળા શીખી લેવડીના વિચાર પણ મન બેઘડી કરીલેછે. પરંતુ સઘળું સૌંદર્ય શામાંથી ઉત્પન્ન થયું છે એ જ્યારે વિચાર કરીએ ત્યારે એકજ જવાબ મળે છે કે સર્વ કળાને વિદ્યાને અપૂર્વ શોભાવનાર. અભ્યાસ છે ! !સંસારમાં રહેનાર મનુષ્યને કોઇ અને કોઇપણ જાતનો અભ્યાસ તો જરૂર કરવો પડેજ છે. અભ્યાસને અંતે અવગત થએલી કલા–વિદ્યાજ તેને સ્વાદ અને સુખ આપે છે. પરંતુ અભ્યાસની ભઠ્ઠીમાં પરિપાક પામ્યા પછીજ તે વિના કદાપિ નહિ એ ચોક્કસ યાદ રાખવાનું છે. અભ્યાસમાં કેટલી અગવડો છે અગર અભ્યાસ કરનારને કેટલી ધીરજ રાખવી પડે છે. કેટલું વેઠવું પડે છે એ બધી બાબત તો અભ્યાસીજ જાણી શકે "પ્રસુતાની પીડાનો વાંઝણીને અનુભવ શી રીતે આવે ?" ટુંકામા હરકોઈ પ્રકારનો અભ્યાસ વિષમ છે. તે સર્વ કરતાં સંસારાસક્ત મનને પ્રભુ પથમાં વાળવાનો જે અભ્યાસ છે એ કઠિણ તમ છે.

છતાં કરવા માંડવાથી અમુક કાળેતો તે સરલ બનેજછે એ પણ નિર્વિવાદ છે. તેનુંજ એટલે અભ્યાસનુંજ સ્વરૂપ આ પદ્યમાં વર્ણવેલું છે. **મારી ધારણા પ્રમાણે પદ્ય કરતાના જાતિ અનુભવનાજ આમાં ઉદ્‍ગાર છે જેથી કોઇ જિજ્ઞાસુ બરાબર વિચાર કરશે તો તેને પણ પોતાનો રસ્તો સરલ થશે. અસ્તુ.**

અભ્યાસની અગવડતા બતાવી હવે મૂળ વિષયપર આવુંછું. આપણું મન કેટલું ચંચળ છે એનો સર્વને જાતિ અનુભવ હોવાથી તે વર્ણન અત્રે કરતો નથી. સંસારની આસક્તિ જેવી છૂટવી જોઇએ તેવી છૂટી નથી. શાસ્ત્રપરની ડગમગતી શ્રદ્ધાથી પરમાત્મા જાણવાની જિજ્ઞાસા થઇ છે. બુદ્ધિ ચાપલ્ય ગુરૂપરની માનવ ભાવના ત્યજતું નથી. પોતાની જાતને કોઇ રસ્તો જડતો નથી તે વખતે અંતરથી અકળાઇ છેવટ પોતાના મનનેજ પૂછેછે કે હેમન! પ્રણવ પરમાત્માને વિષે જઇને તું ક્યારે મળી જશે? મળવાનો ઉપાય તો બહુજ સહેલો છે. અને તે એજ કે **માત્ર અહંતા મમતાને મૂકી દે.** વાત તો બહુજ ટૂંકી છે. પણ કરવામાં બહુજ અઘરી છે. છતાં કરવા લાગે તો કઠિણ નથી કદાપિ તારાથી એકદમ બની શકે તેમ ન હોય તો ક્રમે ક્રમે અને થોડું થોડું પણ કરવા લાગીશ તો નબનીશકે એવું પણ નથી. તો કેવા ક્રમથી મૂકવું તે નીચે મુજબ.

સામાન્ય રીતે વિષય અનેક પ્રકારના છે પણ તે પાંચ પ્રકારમાં સમાય છે. (૧) શબ્દ, (૨) સ્પર્શ, (૩) રૂપ, (૪) રસ, (૫) ગંધ એ પાંચમાંથી એકાદ વિષયમાં મનુષ્ય વધારે તલ્લીન હોય છે. તેથી મન તેનું વારંવાર ચિંતન કરે છે માટે કહેછે કે હેમન! એ વિષયના ચિંતનને તું છોડી દે. મનનો સ્વભાવ નાના બાલક જેવો

છે. એટલે બાળકના હાથમાંથી એકાદ વસ્તુ મેલાવવી હોય તો તે બદલે બીજી વસ્તુ આપવી જોઇએ. તેમ મનને પણ વિષય છોડાવવા સારૂ સત્ય સ્વરૂપનું અનુસંધાન કરવું જોઇએ. તે ચિંતન કરતાં કરતાં બાહ્ય વાત ભૂલી જવાય છે. તે પ્રકાર કરતાં તું જડતા–દેહ તે હું છું એવા પ્રકારની બુદ્ધિ એ જડતા છે. તેને છોડીને શિવોહં–હું શિવ છું એવા પ્રકારના ચૈતન્યરૂપ નિદ્રામાં ક્યારે કળી જઇશ ? ચોમાસામાં વૃષ્ટિ થાય છે ત્યારે પોચી જમીનમાં ખાડા પડે છે તેને ભૂવા કહે છે. દરિયામાં પણ એવું બને છે. એ ભૂવામાં જો કોઇ માણસ પડે. પછી નીકળવાને જેમ જેમ મહેનત કરે તેમ તેમ વધારે કળતો જાય છે ઊંડો ઉતરતો જાય છે. તેમાંથી બચવાનો એકજ ઉપાયછે કે આડો સુઇ જાય. તેમ મન પણ જો બ્રહ્મ સ્વરૂપમાં કળી જાય તો પછી નીકળી શકે નહિ. માટે આત્મામાં મનને કળી જવાનું પુછે છે ? ? પણ મન તેમાં કળી જવાના ભયથી આડું પડી જાય છે. માટે મનને પૂછે છે.

ત્યારે એ મનને આત્મામાં કળી જવા સારૂં અને આડાઇ છોડાવવા સારૂ શું કરવું તેજ બાબત હવે કહે છે. બહારનાં સ્ત્રી, પુત્ર, દાન, પતિષ્ઠા, વિગેરે મેળવવા ફાંફાં મારવાં એ મનનું આડા પણું છે માટે એ બ્રમણતા તેને છોડાવવી જોઇએ. ઉનાળામાં મુસાફરી કરવા નીકળેલ પંથીને પોતાના રસ્તાથી થોડે દૂર બાજુમાં ઝાંઝવા ના નીરની મોટી નદી જણાય છે પણ તેસમજેછેકે તે પાણી દેખાવ માત્ર છે વસ્તુતઃ ત્યાં જળ છેજ નહિ. જો ન સમજતો હોય તો બે ભૂલો કરે છે (૧) પોતાના ખરા માર્ગથી ભૂલે છે (૨) જે દિશામાં જાય છે. ત્યાં એને પાણી મળતું નથી. અને તૃષા વૃદ્ધિ પામે

છે ને પરિશ્રમ પણ પડે છે. તેજ પ્રમાણે મન સ્ત્રીપુત્રાદિમાં જે સુખ બુદ્ધિ છે તે મૃગજળ સમાન છે. ખરી રીતે તેમાં સુખ નથીજ એ વિચાર અનેક પ્રકારની યુક્તિથી મનમાં ઉતારવા જોઇએ. ત્યારે બાહ્યભાવ શિથિલ થાયછે અને અંતર વૃત્તિએ ખુલેછે. અંતર વિચાર કરતાં કરતાં મનનનો પરિપાક થઇ નિદિધ્યાસન થવા લાગે છે. તેનો જેટલો દૃઢ અભ્યાસ એટલી અભેદ ભાવનાં મનમાં થવા લાગે છે. એમાં ડૂલી જવું એટલે સ્થિર થઇ જવું. જેમ ફરતો ભમરડો ડૂલી ગયા પછી એક સ્થાનમાં પડી રહે છે તેમ મનને પણ કહે છે કે તું પણ એ અપાર અભેદ સ્વરૂપમાં કયારે અટકી રહેશે. ?

મનને અભેદ ભાવનામાં રૂઢ કરવાનું પ્રથમ પગથીઉં શ્રદ્ધાજ છે. ગીતાજીમાં સ્પષ્ટ કહેવામાં આવે છે કે श्रद्धावाँल्लभते ज्ञानम अर्थ શ્રદ્ધાવાળો પુરૂષજ યથાર્થ જ્ઞાન મેળવે છે. માટેજ અહીં પણ એજ વાત કહેવામા આવે છે. અંતઃકરણમાં સ્થિર થવા મુખ્ય બાબત શ્રદ્ધા છે. આરંભની શ્રદ્ધા બીજરૂપ હોવાથી અંધશ્રદ્ધા કહેવાય છે પણ તેમાં જ્યારે અનુભવ મળે છે પછી તે શ્રદ્ધા અંધરૂપ રહેતી નથી. આત્મદ્વારના દરવાજા ખોલવાની અમૂલ્ય ચાવી કુંચી શ્રદ્ધા છે તે લઇને રાખીને, હૃદયને ઉઘાડી નાખવું. અર્થાત્ મન, વાણી અને ક્રિયાની એકતા કરવી એજ હૃદય મંદિરનું ઉઘડવા પણું છે. પછી મહાત્મા પતંજલિ કહે છે કે **तस्यः वाचकः प्रणवः** તે પરમાત્માનો વાચક પ્રણવ ૐ છે. એ ૐ ને બોલીને હે મન તું નાદમાં કયારે ગળી જઇશ ? પ્રણવનાદનો મહિમા અપાર છે. માત્ર એટલી વાત ધ્યાનમાં રાખવી કે ગૃહીઓને એકલો પ્રણવ જપવાનો અધિકાર નથી

તેણે તેની સાથે ગમે તે મંત્ર રાખવો જોઇએ. સંન્યાસીઓજ એકલા પ્રણવને જપીશકે એ પ્રણવના જપ માટે પંચીદશીકાર વિદ્યારણ્ય સ્વામી કહે છે કે **बुद्धतत्वेन धीदोष शून्ये नैकांतवासिना । दीर्घं प्रणवमुच्चार्य मनोराज्यं विजीयते ॥**

અર્થ—જેણે આત્મતત્ત્વ જાણ્યું છે એવા કામ ક્રોધાદિ બુદ્ધિના દોષ રહિત અને એકાન્તવાસી પુરૂષ દીર્ઘ પ્રણવ ( ૐકારનું) નું ઉચ્ચારણ કરી મનો રાજ્યને જીતી શકે છે. આ પદના કર્તા સંન્યાસી હોવાથી એને તેણે પોતાનાજ મનને ઉદ્દેશી આ પદ લખેલું હોવાથી એકલો ૐ લખેલો છે. એમ પદમાં બોલવામાં હરકત નથી કેટલાએક પંડિતંમન્યો બીજાને ૐ બોલવાની મના કરે છે પણ એ તેમની ભૂલ છે. કારણ મહર્ષિ વ્યાસે સ્ત્રી શૂદ્રોના કલ્યાણ માટે પુરાણ અને ઇતિહાસ બનાવેલ છે તેમાં મહાભારતાન્તરગત્ શ્રીભગવદ્ગીતાના સત્તરમાં અધ્યાયમાં ૐ **मीत्ये काक्षरं ब्रह्म** સ્પષ્ટ લખ્યું છે. ને તે પુરાણગત છે તેનો પાઠ કરવામાં જેમ દોષ નથી તેમ આ પદ ગાવાનો પણ દોષ નથી. માત્ર જપ કરવો હોય તો એકલા પ્રણવનો ન કરતાં કોઇ મંત્રસાથે કરવો એટલું ધ્યાનમાં રાખી સનાતન ધર્મની મર્યાદાનું પાલન કરવું. બાકી કંઇ નહિ. માટેજ મનને કહે છે કે તું ૐના નાદમાં ક્યારે ગળી જશે.?

મનની સ્થિરતાનાં સાધનો બતાવ્યાં પછી તેમાં દૃઢ રાખનાર નિશ્ચય છે. દરિયામાં ચાલતાં વહાણ સૂકાનથીજ સરખાં ચાલેછે. તેમ પરમાત્મા તરફ ગતિ કરવામાં મુખ્ય સાધન નિશ્ચયછે. તેજ બાબત અત્રે સમજાવવામાં આવે છે. નિશ્ચયનું નિશાન પકડીને આશાનું દહેરૂં ઉખાડી નાખવાનું છે તાત્પર્ય એ છે કે જિજ્ઞાસુએ પ્રથમ

ગમે તે પ્રકારનો—શ્રદ્ધા, શાન્તિ, દયા, ક્ષમા, સરલતા દૈવિ સંપત્તિનો નિશ્ચય કરવો પછીથી તેનું સંરક્ષણ થાય અને તે પોષાય એવી રીતે પોતાનાં સર્વ કાર્યનો ક્રમ નક્કી કરવો તેમજ મન, વચન, અને ક્રિયાની પણ એ નિશ્ચય પ્રમાણેજ એકતા રાખવી આમ કરવાથી અનેક પ્રકારની તુચ્છ આશાઓ નાશ પામવા લાગશે. મનમાં વિશાળતા વૃદ્ધિ પામશે હૃદયબળ વધશે તેના પ્રભાવથી ધર્મપર ટકી રહેવાનું ધૈર્ય આવશે ત્યારેજ હનૂમાન જેમ એક ફલંગમાં સમુદ્ર કૂદી લંકામાં ગયા હતા તેમ માયા મેરૂ કૂદી જવાશે, આવો પ્રસંગ લાવવાજ પોતાના મનને પૂછેછે હે મન માયાને ક્યારે કૂદી જઈશ ?

નિશ્ચયને નિભાવવા અને આશાને ઉખેડવા જે સાધનની જરૂર છે તે હવે કહે છે. પ્રથમ વ્યવહારની જે અનેક પ્રકારની વાતો છે તેને છોડી દેવી જોઇએ કદિ એમ વિચાર થાય કે વ્યવહારની વાતો ત્યજીએ તો અમારો વ્યવહાર ન ચાલે એવો પ્રકાર કહેવાની અત્રે જરૂર નથી તાત્પર્ય એટલુંજ છે કે નકામી વાતો છે તે છોડી દેવી જોઇએ આપણા આખા દિવસનું સરવૈયું કાઢીએ તો સમજાય કે આપણે જેટલો કામ કરવામાં સમય લઇએ છીએ તેના જેટલો કે તેથી વધારે વખત નકામાં ગપ્પા મારવામાં જાય છે. આપણા ગુજરાતીઓમાં બહુધા એવું જોવામાં આવે છે કે નવરા હોય તો એક બીજા મળી ગપ્પા મારી વખત બગાડે છે. કહેવાનો આશય એવો નથી કે ભૂતની પેઠે કેવળ એકલાજ રખડવું. પણ કામ વિના નકામું ન ફરવું. અગર એકઠા થઇએ તો એ ઉપયોગી વાતોજ કરવી નકામો વાણીનો વ્યય ન કરવો આરંભમાં આ બાબત કઠિણ લાગે ખરી પણ જરા ધૈર્ય રાખીને જો પાળવામાં આવે તો તેનાથી ઘણોજ

ફાયદો થાય છે મુખ્ય વાતતો એજ છે કે વાણી ઉપર કેમ કાબુ રાખવો એ અપૂર્વ કળા સર્વથી પ્રથમ આપણા હાથમાં આવે છે અને જ્ઞાન પ્રાપ્ત કરવાનાં મુખ્ય સાધન જે શમ–દમ છે તે અનાયાસે સિદ્ધ થવા લાગે છે. પછીથી નામ અને રૂપ બેઉ મિથ્યા છે એમ સમજાય છે કારણ શરીર માતાના ઉદરમાં તૈયાર થાય છે એટલે રૂપ પડદે બને છે અને જન્મ થયા પછી નામ પાડવામાં આવે છે એટલે નામને રૂપ બેઉ માયિક છે માટે તેને બોડી નાંખવા એટલે મનમાં જુઠાં છે એવું નક્કી કરી મૂકવું. એજ વાત પોતાના મનને કહે છે હે મન એ નામરૂપની બુદ્ધિ છોડી સર્વત્ર આત્મભાવના કરી પરમ પ્રેમરૂપ આત્મપદમાં ક્યારે ઢળી પડીશ ?

ઘણાં માણસો એવા જોવામાં આવે છે કે, તેઓ સત્સંગથી અથવા કાંઇ વાંચીને અગર ઉપદેશ સાંભળીને, કાંઇ કરવા તૈયાર થઇ જાય છે પણ એ તેમનું ઢેયડીના જેવું શૂરાતન હોય છે. ખરો પ્રસંગ આવે ત્યારે ઉતરી જાય છે. એક એવી વાત છે કે એક ઢેડની છોકરી ચાર અક્ષર ભણી હતી તેણે સતીઓની વાતો વાંચી હતી તે પરથી જ્યારે તેનો પતિમરણપામ્યો ત્યારે તે સતીથવા તૈયાર થઇ તેના માતા પિતાએ તેને ઘણું સમજાવી પણ તેણે માન્યું નહિ અને પોતાના અધિકારની બહારની બાબત કરવા તૈયાર થઈ. આરંભમાં તો તેણે ખરૂં શૂરાતન બતાવ્યું તે સતીથવા તૈયાર થઇ. વાજીંત્રો વાગતાં તે સ્મશાનમાં ગઇ ત્યાં તેના પતિના શબને ચિતામાં સૂવાડવામાં આવ્યું હતું બાજુમાં એક ચિતા બળતી હતી ઢેયડી સતીએ જ્યાં પ્રચંડ અગ્નિનું સ્વરૂપ જોયું ત્યાં તેનું સત સરવા લાગ્યું. જેમ જેમ વખત નજીક આવતો ગયો તેમ તેમ તે ભયથી ડરવા લાગી અંતે પિતા

પાસે જઈને કહ્યું કે હુ ઘેર જઇ પાણી પીયાવું ! ! ! પછી આવીજ નહિ આવી શૂરતા એ નકામી છે. તેજ પ્રમાણે એકાએક કોઇ કાર્યનો નિશ્ચય કરવો નહિ અને નિશ્ચય કર્યાપછી તેમાંથી પાછા હઠવુંજ નહિ. માટે મનને કહે છે કે તારી કાયરતાને તુ ક્યારે છોડી દઇશ? અને તીવ્ર ઇચ્છામાં તાનથી પ્રેમના બળપૂર્વક ક્યારે ઝુકીશ ? પરમાત્મા તરફનો પ્રેમ પ્રકટાવી એમાં પ્રથક્ અહંરૂપે તુ ક્યારે બળી મરશે ? મનભેદ ભાવ રાખે છે તેજ દુઃખનું કારણ છે. માટે કહે છે કે તું અભેદ ક્યારે થઇ જઇશ ? અભેદ એજ યથાર્થ બળવું છે. ૐ

મન પ્રેમાગ્નિમાં બળી જાય ત્યારેજ યથાર્થ આનંદ આવે છે તેની નિશાની બતાવે છે કે તારો દેહોહં–હુ દેહ છું એવો જે નિશ્ચય છે તેને ભૂલીજા. દેહભાન ભૂલવું એ પ્રયત્ન જેવો તેવો નથી છતાં પ્રયત્ન સાધ્ય છે. જેમ આત્માની એકતાનો અનુભવ દૃઢ થતો જાય છે તેમ તેમ દેહભાન ભૂલાઇ આત્મભાવનાનું બળ વધવા લાગે છે. આ પ્રકાર કેમ બને છે તે સમજાવવા કહેછે કે સમુદ્રનું પાણી સૂકાઈ ધાટું થાય છે ત્યારે તે મીઠારૂપ બને છે. એજ મીઠાને પુનઃ સમુદ્રનાં પાંણીમાં અમુક વખત સુધી મુકીએ તો તે ગળી પુનઃ જળરૂપ થઇ જાય છે, તેજ પ્રમાણે મન એ પણ કલ્પના–જગકલ્પનાનું બંધાએલું એક સ્થુળરૂપ છે. જ્યારે તેને આત્મ ભાવના રૂપ જળમાં નિયમિત ડૂબાવી રાખવામાં આવે છે ત્યારે ધીમે ધીમે એ ઓગળવા લાગે છે અંતમાં એ આત્મરૂપ થઇ જાય છે. કારણ મન ઇશ્વર સ્વરૂપ છે. જેમ મીઠું સમુદ્રના જળરૂપ છે તેમ તે વાત શ્રી કૃષ્ણ પોતેજ કહે છે કેઃ—**इंद्रियाणां मनश्चास्मि ॥** ઇન્દ્રિઓમાં મન તે હુ છું. માટેજ મનને કહે છે કે હેમન તું અભેદ સ્વરૂપ ક્યારે બની જઇશ ?

ત્યારે અભેદ થવાને શું કરવું? તે કહે છે. નેહરૂપ નદી બનીને મુકુંદ સાગરમાં મળવું જોઇએ. નદીનોં એ પ્રભાવ છે કે તે બે કિનારાની વચ્ચે વહે છે. વચ્ચે ગમે તેવી અડચણો આવે છતાં પોતાનો પ્રવાહ અટકાવતી નથી. પરિણામે સમુદ્રને જઇને મળે છે તેજ પ્રમાણે પરમાત્મા તરફ પ્રેમ રાખવા વાળાએ પણ ધીમે ધીમે પોતાનો વેગ તે તરફજ વધારવો જોઇએ. એ ધીમો ધીમો હોય પણ અસ્ખલિત હોવો જોઇએ. ગમે તેવું વિઘ્ન ઉપસ્થિત થાય છતાં નિશ્ચયનું સ્વરૂપ ફરવું કે અટકવું ન જોઇએ; તો અંતમાં મુકુંદસાગર-પરમાત્મા સ્વરૂપ જે અભેદને અપાર છે તેમાં જઇને તે મળી જાય છે.નદી સમુદ્રને મળી નથી ત્યાં સુધી નામરૂપ દ્વૈત છે પણ સમુદ્રમાં મળી જતાં નામ ને રૂપ બેઉ ટળી જાય છે. તેજ પ્રમાણે પ્રથક અહં પરમાત્મ તત્ત્વમાં વિલાઇ જતાં નામરૂપાત્મક જગત્ ક્યાં જતું રહે છે તેની કશી ખબર પડતી નથી પછી કેવળ આનંદજ અવશેષ રહે છે. માટે સ્વમનને કહે છે કે એ દ્વૈત દળી તું આનંદ પૂર્ણાનંદ-અખંડાનંદમાં કયારે સમાઇ જશે? ૐ

## સ્તવન ૧૦ મું.

### મનને પ્રબોધ.

(ગિરિધારીના ગરબાનો રાગ.)

મન મારારે જો તુજ મુળ વિચારી ૐકાર સદા સુખકારી-ટેક
ઘટપટમાંરે વ્યાપક વેદ ઉચારી, કરે જ્ઞાન તે લે ઉરધારી.
આદિ અંતમાં એતો ગાજેરે વળી મધ્યમાં પણ વિરાજેરે;

તું તેરૂપમાં ભળી જાજેરે, તકજાશેરે તો થાશે ભયભારી. ૐ૧.
નિર્ગુણીરે ગુણી થઇને પ્રકાશે, ગાતાં ગુણને ભવભય જાશે,
અંતરમાંરે એક ૐકાર વિકાસે, દ્વૈત ભાવના ભેદ ભુલાશે.
બ્રહ્મા વિષ્ણુ શિવ ત્રિપુટીરે, જાણી નિર્ભય નિત્ય અખૂટીરે;
ધરી પ્રેમને લેતા લુંટીરે, અજપદમાંરે સ્થિર થયા અવતારી.ૐ૨
જગ જશમાંરે કેમ રહેતું લોભી, ધર ધ્યાન પ્રણવનું થોભી.
મમતાનેરે ત્યાગી દે મન મોભી, ૐકાર સ્વરૂપે શોભી.
ૐકાર છે નિરાકારરે, પણ શોભી રહ્યા સાકારરે;
કર્યા જુદા જુદા આકારરે, તે માંહીરે ભૂલા પડયા નરનારી.ૐ૩
ઉદધિમાંરે ઉઠે જેમ તરંગો, જળથી નહિ જુદાં અંગો,
જગમાંહિરે દિસે જે નવ રંગો, ૐકાર તણા સર્વાંગો;
જેમ દીપકને પ્રકાશરે નહિ દ્વૈત તણી તહાં આશરે,
તેમ તંતુમાં વસ્રનો ભાસરે, દ્રષ્ટાથીરે દ્રશ્ય ન જુદું ભાળી, ૐ૪
બાજીગરરે ખેલ બનાવે જેવો, સંસારને જાણજે એવો,
ડમરૂથીરે દિલ ડોલાવે કેવો, અદ્વૈત ભુલાવે તેવો,
તેમ બે બાજુ તું વાગેરે, સુખ સાગરને કેમ ત્યાગેરે;
વિચારેથી દુ:ખ ભાગેરે, ફુલચંદરે પ્રેમ મુકુન્દ ઉરધારી. ૐ ૫

ભાવાર્થ—એક ઘાથી કૂવો ખોદી શકાતો નથી, એક ઈંટથી ઘર બંધાતુ નથી તેમ એકાએક મન એક વખતના ઉપદેશથી પાછું ફરતુ નથી કે ઠેકાણે આવી જતુ નથી અનેક પ્રકારના ઉપાય કર્યા કરવાથી પણ મુસીબતે ઠેકાણે આવે છે. ઠેકાણે આવ્યા પછી એકાએક સ્થિર રહેવું પણ કઠિણ તેથી એને વારંવાર સમજાવવું પડે છે ત્યારે એ ઠેકાણે આવે છે. માટે આ પદ્યમાં મનને પ્રબોધ કરવામાં

આવે છે મનને કહે છે હે મન તુ મૂળ વિચાર કરીજો. ૐ પ્રણુવ જે છે તે સદા સુખ આપનાર છે. કારણુ એ પરમાત્માનું પ્રતિક છે. તેજ તત્ત્વ સર્વત્ર વ્યાપક છે. સંસારના ઘટપટાદિ પદાર્થો એના વિના નથી વેદ પણુ એજ વાત કહે છે सर्वं खल्विदं ब्रह्म. આ સઘળું નિશ્ચય બ્રહ્મરૂપ છે. તે જ્ઞાનને તુ તારા અંતઃકરણુમાં ધારીલે. અર્થાત્ બ્રહ્મ ભાવનાથી તારૂં હ્રદય ભરીલે. એ નિશ્ચય કાયમ રાખવા એક દ્રષ્ટિ બતાવે છે કે આદિમાં એટલે જગતની ઉત્પત્તિ પહેલા પણુ તે પરમાત્મા હતા તેમજ જ્યારે સૃષ્ટિનો લય થઇ જાય છે ત્યારે પણુ અંતમાં પરમાત્મા એકજ રહે છે તે પ્રમાણે મધ્યમાં જગત્ દેખાય છે. છતાં પરમાત્મા તો નિર્વિકારજ છે; જેમ દોરડીમાં સર્પ દેખાયો નહોતો ત્યારે પણુ દોરડી હતી. અંતમાં રજ્જુનું ભાન થતાં પણુ દોરડી રહે છે. મધ્યમાં ગમે તેટલી કલ્પના કરીએ તો પણુ દો ડી તો નિર્વિકાર છે; તેજ રીતે પરમાત્મા શુદ્ધ છે. તેજ રૂપમાં હે મન તું ભળીજજે જો આ તક ગુમાવીશ તો તને બહુજ હાનિ અને ભય બે થાશે. કારણુ મનુષ્ય જન્મ વારંવાર આવતો નથી. અને જ્ઞાન પ્રાપ્ત કરવાની યોગ્યતા મનુષ્ય સિવાય બીજું કોઇ શરીર યોગ્યતા ધરાવતું નથી. માટે જો સમય જશે તો પસ્તાવો થશે. તેથી સૂચવે છે અગર ધ્રુપદ તરીકે વારંવાર યાદી આપે છે કે ૐ પ્રણુવ એજ સુખકારી છે,

જે પરમાત્મા નિર્વિકાર,નિરાકાર નિરંજન,નિરાલમ્બ,અને નિર્ગુણુી છે તેજ ગુણુવાળા થઇને પ્રકાશે છે તેના ગુણોનું વારંવાર ગાન કરતા ભવભય (સંસારની બીક) જતો રહે છે. ટુંકામાં જન્મ મરણુ છુટી જાય છે. અંતરમાં એક ૐનોજ વિકાસ જણુાય છે, તેના પ્રભાવથી

દ્વૈત ભાવના-ભેદ ભાવના ટળી જાય છે, વસ્તુતઃ પરમાત્મા એકજ છે. પણ માયાના પ્રભાવથી જ્યારે તે સગુણ થાય છે ત્યારે સત્વ પ્રાધ્યાન્ય વિષ્ણુ વિશ્વનું પાલનકર્ત્તા, રજ પ્રાધાન્ય બ્રહ્મા વિશ્વ ઉ. ત્પન્ન કર્તા અને તમઃપ્રાધાન્ય રૂદ્ર જગતનો સંહાર કરતા એમ ત્રિપુટી રૂપે જણાય છે. છતાં એતો નિર્ભય છે અને તેના યથાર્થ સ્વરૂપને જે જાણે છે તે પણ અભયજ થાય છે. પ્રેમ ધારણ કરતાં જ તે લૂંટી લેવાય છે. એજ પરમાત્મા અનેક અવતાર ધારણ કરે છે છતાં અજપદમાં સ્થિર છે. અર્થાત્ અજન્મા છે, પોતાની માયાના પ્રભાવથી સગુણ સ્વરૂપે ભક્તના પ્રેમને આધીન થઇને અવતરે છે છતાં જન્મ મરણ રહિત ૐ સુખરૂપ છે.

વળી મનને કહે છે હે મન જગત્ તરફથી મળતા જશમાં તું અટકી શા માટે રહે છે? કારણ જ્યારે અંતર્યામી કોઇ પ્રકારની ઉત્તમ પ્રેરણા કરે છે ત્યારે તે પ્રમાણે તું તેજ વિભુની સત્તાના આ-ધારે તે કાર્યમાં વિજય પામે છે. સ્થુલ દ્વારા કાર્ય થએલું જોઇ લોકો તને સ્થુલ સમજી યશ આપે છે પણ તેથી ફુલાઇ તારે ભૂલ-વાનું નથી કે તું શરીર છે જો એમ સમજીશ તો પુનઃ અટકી પડીશ. માટે તારે તો સર્વ જેની કૃપાથી થયું છે તે પરમાત્માનાજ ધ્યાનમાં અટકી રહેવુ. આ સંસારમાં જેટલો યશમળે તે સર્વ પરમાત્માનો છે એમ.મુખેથી બોલવાનું નહિ પણ સત્યમનથી નિ-શ્ચય પૂર્વક માનવાનું અને મમતાને હે મન મોળી છોડીદેવાની ત્યા-રેજ પ્રણવરૂપે તું શોભી રહીશ. ૐ નો જો વિચાર કરવામાં આવે તો સમજાય કે પ્રણવનાં अ, उ, म, नाद અને बिन्दु એ પાંચ ભાગ છે તે સર્વમાં મુખ્ય બિંદુ છે. બિંદુ શબ્દનો અર્થ અસ્તિત્વ

છે. છે એવું ભાન થાય પણ દેખાય નહિ તે બિન્દુ તેની જ લીંટી બને છે અને તેના અ, ઉ. આદિ અક્ષર બને છે. તેથી વિચારતાંજ સમજાય કે વસ્તુતઃ ૐ નિરાકાર છે છતાં તેજ સાકાર સ્વરૂપે શોભી રહે છે તેણેજ વિશ્વમાં દેખાતાં ભિન્ન ભિન્ન પ્રકારના અનેક આકારો ધારણ કર્યા છે. ગમે તેટલા જુદા જુદા આકાર દેખાય છતાં તે એકજ પરમાત્માનાજ છે એવું ભાન ન રહેવું તેનુંજ નામ અજ્ઞાન છે અને એ અજ્ઞાનાવરણમાંજ સ્ત્રી અને પુરૂષો ભૂલાં પડયા છે છતાં એ ૐ તો સદા સુખરૂપ જ છે. નાટકના પડદાપર આવેલો નટ પોતાના વેશ પ્રમાણે દુઃખી અને રડતો દેખાય છતાં તે સુખરૂપ છે તેમ ૐ સુખરૂપ છે.

સમુદ્ર કિનારે ઉભા રહી જળ તરફ નજર કરીએ તો અનેક તરંગો નાના મોટા આવતા જણાય છે. ગમે તેટલા અને ગમે તેવા તરંગો દેખાય છતાં વિચાર કરીએ તો સમજાય કે એ તરંગો કોઇ પણ પ્રકારે જળથી જુદા નથી અરે જળજ તરંગરૂપે દેખાય છે. તેજ પ્રમાણે સંસારમાં જે નવનવા રંગો દેખાય છે તે પણ પ્રણવથી અભિન્ન છે અરે સર્વ પ્રકારના સ્વરૂપે ૐ જ દેખાઇ રહ્યો છે. જેમ દીવો અને તેના પ્રકાશમાં કશો ભેદ નથી તેમ વિશ્વ અને વિશ્વપતિમાં પણ કોઈ જાતનો ભેદ નથી. વસ્ત્રમાંથી જો તંતુઓ કાઢી લેવામાં આવે તો પછી વસ્ત્રનું નામ નિશાન પણ રહેતું નથી. કારણ તંતુજ વસ્ત્ર રૂપે દેખાય છે તેમ નામ રૂપમાં રહેલ અસ્તિ ભાતિ અને પ્રિય અંશને કાઢી લેવામાં આવેતો પછી કાંઈ પણ રહેતું નથી અગર બીજા પ્રકારે કહીએ તો દૃષ્ટાના આધારેજ દૃશ્ય છે જો દૃષ્ટા ન હોય તો દૃશ્ય ક્યા ? તેથીજ કબિર કહે છે કે "કહત

કબિરા સુનો મેરે ગુનિઆં, આપ મૂઆ પીછે ડૂબ ગઈ દુનિઆ.”
એ વાત બરાબર છે પ્રથક અહંનો જો નાશ થાય તો આ જણાતો જગતનો આડંબર આપોઆપ નાશ થઇ જાય!! તરંગ બુદ્ધિ જતી રહે તો જળજ દેખાય. માટે દ્રષ્ટાજ દ્રસ્યરૂપે દેખાય છે તેથી તેમાં ભેદ ભાવના કલ્પવી નહિ, ત્યારેજ ભાન થવા લાગે ૐ સદા સુખકારક છે.

આ સંસાર બાજીગરની બાજી જેવો છે. બાજીગર પોતાનું જે ડમરૂ વગાડે છે તેથી તમાસો જોનારા અનેક મનુષ્યો એકત્ર થાય છે એ ડમરૂને વગાડવા વચ્ચે એક દોરી સાથે કઠિણ ગાંઠ વાળવામાં આવે છે. એ એકજ દોરીનો છેડો ડમરૂની બે બાજુએ અથડાય છે તેથી તે વાગે છે તેજ પ્રમાણે એકજ પરમાત્મા દ્રષ્ટા અને દ્રસ્ય એવી બે બાજુએ માયારૂપ દોરીથી અથડાય છે તેથી આ સંસાર રૂપ તમાસો ઉભો થયો છે. બેઉ બાજુને એકજ વસ્તુ વગાડે છે એ જેમ વિચાર વિના સમજાતું નથી તેમ દેખાતું દ્વૈત પણ એ અદ્વૈત છે એ એકાએક સમજાતું નથી, તેથી હે મન તારૂં જે સત્ય સ્વરૂપ સુખના સમુદ્રરૂપ છે તેને તું શા માટે છોડી દે છે? દ્વૈતનો તું સહજ વિચાર કરીસ તો દુનિયામાં તને જે દુઃખ દેખાય છે એ સહજમાં નષ્ટ થઇ જાય તેમ છે. સંસારમાં જ્યાં જોઇએ ત્યાં માણસો દુઃખી દેખાય છે ત્યાં જોઇએ તો વિચારનો અભાવ એજ કારણ હોય છે. તેમને વિચાર કરવાની ખરી દિશા જડી હોતી નથી તેથી દુઃખ ભાસે છે. જો બરાબર વાત હાથમાં આવે તો જરા પણ દુઃખ રહેજ નહિ. લડાઈમાં લડવા રણશૂરને અનેક પ્રકારનો અસ્ત્ર શસ્ત્રનો ખડખડાટ ને ચટકાટ બળ પૂર્વક આનંદ ઉપજાવે છે!! તેના શરીરપર ઘા પડે

છે છતાં દુઃખ થતું નથી અને એજ વાત બીરૂને ભય ઉપજાવે છે. કારણ એકના મનમાં વીરતાના વિચારો હોય છે ત્યારે બીજાના મનમાં ભયના વિચારો હોય છે કોઈ રીતે જો ફરી જાય તો સુખ દુઃખનો પણ ક્રમ ફરી જાય છે તેટલા માટે ફુલચંદ નામે ભક્ત પુરૂષ પોતાના ગુરૂ મુકુંદ ઉપર પ્રેમ રાખી પરમાત્મ પદમાં સ્થિર થતાં ૐ એજ સુખકારી છે એજ ધ્વનિને ઉચ્ચારે છે. ૐ.

---

## સ્તવન ૧૧ મું.

### માયાને સત્યમાની તેમાં મોહથી તણાતા મનને ઉપદેશ.

( રાગ–કામણ દિસે છે અલબેલા. )

મન માયા નહિ તારી મિથ્યા તાણમાંરે
પડી અજ્ઞાનમાંરે મન. ટેક.
ઉપર જોતાં અતિ રૂપાળી, ભીતરથી છે ભારે કાળી
તેમાં બાંધી તાળી તણાય શું તાનમાંરે. મન ૧
દગો કરી દિલ હરી રમનારી, ભૂતસમ જગમાંએ ભમનારી
તેને તું તો મારી મારી માનમાંરે. મન ૨
પ્રેમને નામે મોહ ભરીને, મિત્ર મનાવે ક્રૂર અરિને
સત્વ હરીને નાખે મોટી ખાણમાંરે. મન ૩
અઘટિત ઘટના અજબ ઘટાવે, સાચાને જુઠાથી હઠાવે
પાર ન પામે પંડિત તેની પીછાણમાંરે. મન ૪

વ્હાલ કરીને આવી વળગી, વળગ્યા પછી ન થાએ અળગી
આસની અગ્નિ સળગી પવન તોફાનમાંરે. મન ૫
નૂતન રૂપો નિત્યે ધારી, ઠગવાની કરતી તેયારી
અંતે લાગે ખારી જાય (જ્યારે) સ્મશાનમાંરે મન ૬
તો પણ પીછો તે નવ છોડે, અન્ય જન્મમાં આવે જોડે
તેને વળગે કોડે દ્વૈતના ભાનમાંરે. મન ૭
મુકુંદ કૃપાથી છુટે માયા, જો નવ માને તારી કાયા
જગરાયાને માયા જુદાં જાણમાંરે. મન ૮

**ભાવાર્થ**—મન અને માયા એ બેજ સંસારને ઉભો કરનાર અને વારંવાર જીવાત્માને જગતમાં અથડાવનાર છે. એટલુંજ નહિ પણ અનેક પ્રકારનાં રૂપ ધારણકરી એ ગમે તે રીતે જીવાત્માને ભૂલાવે છે. મન અને માયા જુઠાં છે એવો અનેક વખત અનુભવ થયા પછી પણ પુનઃ જીવ તેનોજ દોરવ્યો ચાલે છે! જીવ અનેક વખત ઠોકર ખાઇ એ નક્કી કરે છે કે માયા વૃથા છે માટે તેના તરફ જવું નહિ એવો પણ નિશ્ચય કરી બેસે છે છતાં મનને માયા એટલી બધી પ્રિય છે કે જ્યારે મન તેને જુએ છે ત્યારે એ રહી શકતુંજ નથી માયાને જોતાંજ તેને જઇને વળગે છે એનુજ નામ ભૂલ ભૂલવણી અથવા અજ્ઞાન છે. એ અજ્ઞાનમાં પડી મન ભૂલ કરે છે માટે મનને શીખામણ રૂપે આ પદ લખ્યું છે.

સામાન્ય વિચાર કરતાં સંપૂર્ણ વિશ્વ માયારૂપ છે. છતાં માયાના ખરા સ્વરૂપને વ્યકત કરનાર બે પદાર્થો છે (૧) કનક અને (૨) કાન્તા. દ્રવ્ય અને સ્ત્રી એ બે પદાર્થોમાં સંપૂર્ણ સંસાર ભ્રમણ કરે છે. તેમાંથી જ અનેક પ્રકારના કડવા અનુભવ જીવોને થાય છે. રા-

જ્ય લક્ષ્મીના લોભથી દુર્યોધને પોતાના સંપૂર્ણ કુળને નાશ કર્યો છતાં કનકની આશા છોડી નહિ તેજ પ્રમાણે સીતા સુંદરીના લોભથી રાવણે પોતાનું અને કુળનું નિકંદન કાઢી નાખ્યું. તેથી આપણી ભાષામાં કહેવત છે કે " જર, જમીન અને જોરૂ એ ત્રણ કજીયાના છોરૂ." એ અનુભવ વ્યવહારમાં પગલે પગલે થાય છે. હજુ આ પદમાં તેથી વધારે રહસ્ય છે. અને તેનું તત્ત્વ ભર્તૃહરિને મળતું છે. માત્ર ભેદ હોય તો એટલો છે કે, ભર્તૃહરિને પોનાની સ્ત્રી હતી આ પદમાં તેવું નથી. ભર્તૃહરિએ પોતાની સ્ત્રીપર ભરૂસો રાખી જેમ પોતાના ભાઇને પણ દેશવટો આપ્યો હતો અને અંતમાં સમજ્યો હતો કે, પોતેજ સ્ત્રીના પાશમાં ફસાઇ ભૂલ્યો છે, ઠગાયો છે. તે નક્કી થતાં અંતમાં ત્યાગી થયો. તેજ પ્રમાણે જીવાત્મા પણ માયાના રંગથી ફસાઇ જ્યારે સંસાર સમુદ્રનાં દુઃખના ખડકમાં ઠોકાય છે, પછડાય છે, કૂટાય છે ત્યારે તેને સમજાય છે કે માયા ઠગારી છે. પછી તેવા પ્રકારનો અનુભવ થતાં મનને સમજાવે છે કે હે મન ! માયા તારી નથી એ તું નક્કી સમજ, માટે માયાનો જે પક્ષ છે તેને તું તાણીશમાં, વધારામાં કહેછે કે અજ્ઞાનમા પડી માયાનો પક્ષ શા માટે તાણે છે? પક્ષકરવાજેવી એ નથી જ. શા માટે પક્ષ કરવા જેવી નથી? તેનાં કારણો બતાવે છે.

એ માયા ઉપરથી જોતાં બહુ રૂપાળી દેખાય છે. પણ તે અંદરથી કાળી હોય છે. કહેવાનો હેતુએ છે કે જેને જે પદાર્થમાં મોહ થાય છે તે પદાર્થ બીજાની દૃષ્ટિએ ગમે તેવો દેખાતો હોય છતાં પહેલા પુરૂષને તે બહુજ સુંદિર દેખાય છે. તેના મોહમાં પડેલો પુરૂષ અનેક પ્રકારથી તે વસ્તુના ગુણોનેજ શોધી કાઢે છે અને તેનું ગાન

ક્યાંજ કરે છે. ગાંજો શરીરને ખરાબ કરનારછે છતાં ગાંજાખોરી-આઓ કહે છે કે ' જીન્ને ન પાઈ ગાંજેકી કલી ઉસલડકાસેં લડકી ભલી " તમાકુનું વ્યસન કરનારા કહે છે કે જેને કશી જાતનું વ્યસન નથી એ તો અન્ન ભરવાની કોઠીઓછે આમ પોતાનો જેના પરમોહ છે તેના ગુણને વિરોધીના દોષ વ્યવહારમાં કહેવાતા આપણે નજરે જોઇએ છીએ. પરંતુ આ બધો ઉપરનો ડોળ છે. કારણ મોહને લઇને જે પદાર્થો જેવા દેખાય છે તેવા ખરૂં જોતા તે હોતા નથી મનુષ્ય જેમ જેમ એ પદાર્થને આધીન થતો જાય છે તેમતેમ તે પદાર્થો પછીથી તેનાથી વધારે દૂર થતા જાય છે. અને એ મનુષ્ય તેના વિયોગથી વધારે દુઃખી થાય છે. છતાં એ પદાર્થોના મોહ તેના મનમાં એટલો બધો હોય છે કે તેની આસકિત છોડી શકતો નથી. એજ માયાનું બંધન માટે મનને કહે છે કે આ માયાના પદાર્થમાં મોહ બાંધી તેનાથી તું શા માટે તણાય છે? હે મન માયા તારી નથી.

માયા તારી નથી. કારણ ગમે તેટલા પદાર્થ એકત્ર કર્યા હશે છતાં તમામ અત્રે રહેવાના કંઈપણ સાથે આવવાના છેજ નહિ માટે તેને તારી માનીશ નહિ કારણ બતાવે છે કે માયાનો સ્વભાવ એવો છે કે તે દગો કરી આપણું મન પ્રથમ હરી લેછે અને પછી પોતાની મરજીમા આવે ત્યાં રમતી ફરે છે. અને ભૂતની પેઠે ભટક છે. માયા મનુષ્યના મનને કેવી રીતે હરે છે એ પણ એક સમજવા જેવી બાબત છે. શાસ્ત્રકારો માયાને નિત્યનૂતન રૂપા કહેછે. તદનુસાર એ માયા નવાં નવાં રૂપો ધરી આપણી પાસે હાજર થાય છે. તેથી એ માયા એની એ છે એવો વિચાર કરવાનો તો આપણને અવકાશ પણ આવવા દેતી નથી. અને આપણને પોતાના પંજામાં ફસાવે છે દાખલા તરીકે આપણે જન્મ ધારણ કર્યા પછી મીઠાઈ અનેક વખત

ખાધી હોય છે, અને પુનઃ જ્યારે ખાવાનો પ્રસંગ આવે ત્યારે દેખાવ એવો થાય છે કે જાણે આપણે કોઇ દિવસ તે વસ્તુ ખાધી જ ન હોય!! ખાધા પછી તૃપ્તી થતાં એ ગમતી નથી. એવી જ રીતે જયારે માંદા પડીએ અને વૈદ્ય પરહેજી રાખવાનું કહે તે વખતે છાશની જો ના પાડી હોય તો જરૂર છાશ ખાવાની જ ઇચ્છા થાય અને દેખાવ એવો કરીએ કે જાણે જીંદગીમાં કોઇ દીવસ ખાધી ન હોય એમ આપણું મન માયિક પદાર્થદ્વારા હરીએ માયા રમત કરે છે. પછી એ ભૂતની પેઠે ભમીને આપણને ભમાવે છે. એ માયાને કદિ પણ તું હેમન મારી છે એમ સમજીશ જમાં પણ ચોકસ ધારી રાખજે કે માયા કોઇ મૂળ વસ્તુ જ નથી તો પછી એ તારી કયાંથી થઇ શકે? તારી શું એ કદિપણ કોઇની થઇ નથી થવાની નથી અને થશે નહિ એ નક્કી કરી રાખજે; માટે જ કહે છે કે હેમન માયા તારી નથી. ૐ

વેશ્યાને વશ પડેલા જેમ તેના કપટના પાશમાંથી છુટી શકતા નથી તેમ માયાના પાશમાં પડેલા જીવો પણ એકાએક માયાનો મોહ છોડી શકતા નથી તેથી તેને જાગ્રત કરવા વારંવાર માયાના દોષ બતાવે છે. હે મન? એ માયાને તું જાણી શકે તેમ નથી કારણ એ માયા પ્રેમને નામે મોહ ભરે છે. એટલે જેટલા જેટલા સ્થુલ પદાર્થો પર પ્રેમછે તે વિચાર પૂર્વક જોતાં પ્રેમ નહિ પણ મોહ જ છે. દરેક જીવત્માનો એ સ્વભાવ છે કે જગતમાં એ જે જે પદાર્થો જુએ છે તેમાં જે સુખ આપનાર સમજાય છે તેનો સંગ્રહ કરવા તે પોતાનાથી બનતું કરે છે. વાંચક જો તમે રેલ્વે મુસાફરી કરી હોય તો આ બાબત તુર્ત તમારા ધ્યાનમાં આવશે. ગાડામાં બેસી મુસા-

ફરી કરનારાઓજ ગાડીમાં હોય છે તે અંદર બેઠા પછી કહે છે કે હવે આ ઠાઠીયું કોણ જાણે ક્યારેય ઠેકાણે પાડશે. આ તેમની એક પ્રકારની હદપારની ઉતાવળ હોય છે. આતો એક સામાન્ય દાખલો છે. પણ જે જે બાબત જોઇએ તે દરેકમાં માણસોની ઉતાવળ જ માલુમ પડે છે. કદિ કોઇ કાંઇ કાર્ય આરંભ કરે તો પણ બીજેજ દીવસે તેના ફળની આશા રાખે છે. આ પ્રકાર તેનુંજ નામ પ્રેમને નામે મોહ છે. અગર માણસને સ્રીના સ્થુલ શરીર ઉપર પ્રેમ થાય છે એ રૂપનો ખરૂં જોતાં મોહ છે, છતાં તેને પ્રેમ ગણે છે. અને સુધરેલાઓ આ મોહના લગ્નને પ્રેમ લગ્ન કહી મ્હોટાઇના મિથ્યા બણુગા ફુંકે છે. પ્રેમ મોહરૂપ થતાં શું પરિણામ આવે છે તે કહે છે કે જે ખરાબમાં ખરાબ શત્રુ છે તેને મિત્ર મનાવે છે. સંસારના પદાર્થમાં જ્યાં સુધી કામના છે ત્યાં સુધી ક્રોધ લોભ જે શત્રુરૂપ છે તે મિત્ર જેવા લાગે છે. સર્વનું મૂળ કામ છે. કામના, આશા, ઇચ્છા એના યોગેજ માણસ જે દુર્ગુણ છોડવા જેવા શત્રુઓ છે તેને મિત્ર માની માણસ અધમતામાં પડે છે, એટલુંજ નહિ પણ ચિત્ત વિક્ષેપ વધતાં શાન્તિ કરનાર જે સત્વ ગુણ છે તેની જગોએ રજો ગુણ વધવા લાગે છે.રજોગુણની વૃદ્ધિ થતાં સત્વ દબાઇ જાય છે.એટલે વાસના વૃદ્ધિ પામે છે. વાસના વધવાથી તદનુસાર મનુષ્યને અન્ય જાતિમાં અનેક વખત જન્મો ધારણ કરવા પડે છે ! ! એનુંજ નામ મોટી ખાણમાં પડવાપણું છે એક વખત મનુષ્ય જન્મ પ્રાપ્ત કર્યા પછી જીવાત્મા જો પોતાની મુક્તિનો ઉપાય બરાબર કરી શકતો નથી તો ફરી જન્મ મરણના ચક્રમાં પડવું પડે છે.માટે કહે છે કે હે મન એ માયા તુને કદાપિ સુખ આપનાર થનારી નથી ગમે તેટલી તું

તેને પોતાની કરવા ધારીશ છતાં તે અંતે તારી થવાની નથી અને તુને દુઃખ આપશે માટે તારી માનીશમાં.

એ માયાને શાસ્ત્રમાં અઘટિત ઘટના પાટવ એવું નામ આપ્યું છે. તે બરાબર વિચારવા જેવું છે એનો અર્થ એ છે કે જેમાં જે ન ઘટે તેમાં તેને બરાબર ચતુરાઇ પૂર્વક ઘટાવી આપે એનું નામ માયા!! જે પરમાત્મા શુદ્ધ, નિર્વિકાર, અદ્વૈત અને જ્ઞાનરૂપ છે તેનાજ આશ્રયે રહી તેને વિષય કરી એ માયાએ જ્ઞાનસ્વરૂપ પરમાત્મામાંજ અજ્ઞાનનો આરોપ કરી ભેદ ભાવનાથી ભરપુર આ જગત ઉત્પન્ન કર્યું એજ સત્યને જુઠાથી હઠાવવા બરાબર છે! ભલભલા વિદ્વાનો પણ આ સ્થળમાં ગોથું ખાય છે. જ્ઞાનમાં અજ્ઞાન કયાંથી આવ્યું? એ પ્રશ્ન તેમને અકળાવે છે અને એકાએક એ આંટી ઉકલી શકતી નથી! વિધા ગમે તેટલી ભણે પણ તેથી તત્ત્વ સમજાતું નથી. બુદ્ધિ વૃદ્ધિ પામે છે. પણ પંડિતાઇનું અભિમાન આવતાં વસ્તુથી દુર રહે છે, તેમ જે વિધાભ્યાસ કરતા નથી અને બહિર્મુખ રહ્યા કરે છે તેને પણ જ્ઞાન થતું નથી. અંતર મુખ થયા વિના સત્યા સત્યનું સ્વરૂપ સમજાતું નથી. અગર પરાત્માના કૃપા થાય તોજ તે દિશામાં મનુષ્ય વળે છે અને માયાને ઇશ્વરના સ્વરૂપને સમજી માયામાંથી નીકળવા પ્રયત્ન કરે છે. પણ પરમાત્માની કૃપા વિના માયાથી છુટાતુ નથી. જ્યારે જીવાત્મા પોતાનું પ્રથક અભિમાન મૂકીને પરમાત્માને શરણે જાય છે ત્યારેજ તે માયામાંથી છૂટીને ગતિને પામે છે. પરંતુ માયા એવી કળાવાળી છે કે તે ગમે તે પ્રકારે જીવાત્માને છેતરીને પોતાની જાળમાં તેને જરૂર ફસાવે છે અને ફસાયો કે પછીથી લાત મારે છે અને અનેક પ્રકારે તેને દુઃખી કરે છે

છતાં જીવ એવો લાલચુ બને છે કે માયાનો માર ખાતા છતાં ફરી ફરીને તેનાજ તરફ જાય છે. અંતમાં તોએ માયા એની થતી નથી. માટેજ મનને પ્રથમથીજ ચેતાવવામાં આવે છે કે હે મન માયા તારી નથી તે નથીજ. તું ગમે તેટલા પ્રયત્નો કરીશ પણ એ સર્વ વાતો ધુમાડામાં બાચકા ભરવા જેવું છે. જેમ બાચકા ગમે તેટલા અને ગમે તેમ ભરીએ પણ ધુમાડો હાથમાં આવતો નથી તેમ અનેક પ્રયત્નોને અંતે પણ માયા હાથમાં આવતી નથી. માટે સમજુ પુરૂષોએતો પોતાના મનને તેમાંથી પાછું જ વાળી મુકવું ને સમજાવી રાખવું કે એ માયા તારી નથી પણ પરમાત્માની છે.

માયાનો વળગાડ બહુ વિલક્ષણ છે. જેમ પારો પૃથ્વીપર પડે પછી તેને લેવા ગમે તેટલો યત્ન કરીએ છતાં કાંઇક અંશ તો પૃથ્વી પર રહીજ જાય છે. તેમ વળગેલી માયાને ગમે તેટલી ખંખેરી નાખીએ પણ તે કોઇને કોઇ અંશમાં જીવાત્માને જરૂર વળગેલી રહે છે. એટલે માયા છેક અળગી થઇ શકતીજ નથી દાખલો આપી વધારે સ્પષ્ટ કરે છે કે ગ્યાસલેટ તેલ ભરીને એક આગબોટ સમુદ્રમાં ચાલી જતી હતી. એવામાં તેમાં આગ લાગી અને સાથે સાથે બહાર પવન પણ વધારે વાવા લાગ્યો. ગ્યાસલેટની અગ્નિનો એ સ્વભાવ છે કે તેને બુઝાવવા જો તેમાં પાણી નાખવામાં આવે તો વધારે ભડકા થાય. એટલે પાણીનો પ્રયોગ નકામો; ધૂળ નાખવાથી અગ્નિ ઠરી જાય એ ખરૂં પણ સમુદ્રમાં ધૂળ કયાંથી હોય ? એટલે તે આગ ઓલાતી નથી તેમ માયામાં પણ એવોજ પ્રકાર છે મનુષ્યના શરીરમાં રહેલી વાસના ગ્યાસલેટરૂપ છે. અને સંસાર સમુદ્ર જેમાં વાસનારૂપ જળ

ભર્યું છે તેમાંએ એ સળગે છે અર્થાત સંસારમાં આવ્યા પછી જીવ અનેક આશાઓ બાંધે છે, અને તે જેમ જેમ ફૂલતી જાય છે તેમ તેમ વધારે બાંધતો જાય છે તેની એ તૃષ્ણાની આગ ઓલવાતી નથી. સાથે અભિમાનરૂપ પવન લાગે છે એટલે પછી એ માયારૂપ આગમાંથી બચવું કઠિણ છે. આ માયારૂપ અગ્નિ, ઈશ્વરાભિમુખ થવામાં સહાયક જે ભક્તિ, જ્ઞાન, દયા, સત્ય, ક્ષમા, વિગેરે દૈવી સંપત્તિ છે તે સર્વને બાળી નાખે છે. અને અંતમાં સંસાર સમુદ્રમાં જીવાત્માને દુઃખમાં ડુબાવે છે; એ અગ્નિ બુઝાવવામાં ઇશ્વરની ભક્તિ રૂપ માટી ઉપયોગી છે પરંતુ વાસનારૂપ જળમાં તેનો અભાવ હોય છે. માટે મહાત્મા **તુલશીદાસ** કહે છે કે " રામ ત્યાં નવ કામ ભાસે, કામ ત્યાં નવ રામ; તુલસી દોનું નવ રહે, રવિ રજની એક ઠામ. એટલા માટે સંસાર સમુદ્રમાં સત્સંગ બેટ છે તેનાપર જો જઇએ તો ભક્તિરૂપ પવિત્ર મૃતિકા મળે અને પવન [ અભિમાન ] પણ શાન્ત થાય તેમજ અગ્નિ પણ ઓલવાઇ જાય એ સત્સંગ પણ ત્યારેજ કરી શકાય કે જ્યારે મન માયાથી મુક્ત થાય.

એ માયાનો સ્વભાવ હંમેશાં નવાં નવાં રૂપો ધારણ કરવાનો છે. તે રસ્તેજ માણસોને ઠગવાની તૈયારી કરે છે. માયા નાટકીની પેઠે નવાં નવાં રૂપો ધરે છે. એમ કરવામાં કારણ એ છે કે તેને કોઇ પીછાની શકે નહિ. વિચાર પૂર્વક જોઇએ તો સમજાય કે વસ્તુમાં કંઇ ફેરફાર થયો હોતો નથી છતાં જેનો તેનાપર મોહ હોય છે તેને તે રમણીય લાગે છે. દ્રષ્ટાંત તરીકે અફીણ એક પ્રકારનું વિષછે. જે તેના વ્યસની છે એ તેનાં અનેક પ્રકારે વખાણ કરે છે અને રંગે શ્યામ છતાં તે તેઓને સુંદર લાગે છે. બીજું જે પુરૂષ સ્રીના

સ્વરૂપને જોઈ મોહ પામે છે તે જ્યારે જ્યારે પોતાની માશુકને જુએ છે ત્યારે તેમાં કાંઇ નવું અને નવુંજ કલ્પે છે ને તેના મોહમાં નવું સમજી ખેંચાય છે માયા પુરૂષને આમ ખેંચે છે. પરંતુ નજરે જણાતાં યાવત માયિક પદાર્થ અમુક કાળે નાશ પામી જનારા હોય છે અથવાતો તેમાં મોહ પામનાર નાશ પામે છે એટલે અંતમાં બે છુટાં તો પડેજછે ત્યારે તેનું દુઃખ લાગે છે એનુંજ નામ માયાનું ખારૂં લાગવાપણું છે. માટે જ કહે છે કે હે મન માયા તારી નથી.

સંસારના પદાર્થો દુઃખ આપતા હોય અગર કોઇ દુશ્મન દુઃખ આપતો હોય, તેનો અંત તો મરણની સાથેજ આવી જાય છે પરંતુ મર્યા છતાં માયા છુટતી નથી. એતો બીજા જન્મમાં પણ સાથે આવે છે. માયા કહો કે વાસના કહો તેજ જીવાત્માને દુઃખ આપનાર અને જીવરૂપે રાખનાર છે. વાસનાનું સારજ જન્મ થાય છે પુનઃ તે પ્રમાણે કર્મ કરી જીવ વાસનાં બાંધે છે. એમ માયામાંજ જન્મમરણનું ચક્ર ફર્યા કરે છે. એ થવાનું કારણ બતાવે છે કે આ બધું દ્વૈતનાં ભાનમાં બને છે. દ્વૈત બુદ્ધિ ભેદબુદ્ધિ જ જન્મ મરણનું કારણ છે શ્રુતિ ભગવતી કહે છે કે **द्वैता द्वै भयं भवति** દ્વૈતમાં—ભેદમાંજ સર્વ પ્રકારનો ભય રહેલો છે માટે ભેદભાવનાનો પરિત્યાગ કરવો. ભેદને તજી ન શકાય ત્યાં સુધી વાસના છોડવી કઠિણ છે, કારણ વાસનાજ ભેદને ઉત્પન્ન કરનાર છે. માટે વાસના છોડી દેવી જોઇએ. વાસના ત્યારેજ છૂટે કે જ્યારે મન ભેદમાંથી યુક્તિથી પાછું ખસવા લાગે અને ખસેડવાનો ઉપાય એજ છે કે મનને વારંવાર એજ સમજાવવું કે હે મન માયા તારી નથી.

માયાથી જીવાત્મા છૂટવાને ગમે તેટલું મંથન કરે છતાં ઇશ્વરની સહાય વિના તે છૂટી શકે તેમ નથી માટે કહે છે કે, મુકુન્દની જો કૃપા થાય તો માયા જરૂર છૂટે પરંતુ મુકુન્દની કૃપા તો ત્યારેજ થાય કે જ્યારે 'દેહ તે હું છું' એ અભિમાન જીવાત્મા ત્યાગ કરવા લાગે. જીવ જગના સર્વ પદાર્થપરનારાગ ત્યજીને એક પરમાત્મા વિશેજ પ્રીતિ કરવા લાગે છે. અને એ પ્રેમ વધતાં વધતાં જીવ પોતાપણું ભૂલી જાય છે ત્યારે પરમાત્માનું કૃપાપાત્ર તે બને છે અને કમળાવાળી આંખોને જે સંસારના સર્વ પદાર્થમાં પીળાશ દેખાય તેમ ભકત પુરૂષને પણ સંપૂર્ણ વિશ્વ પ્રભુમય દેખાય છે. પછી માયા રહેતી નથી ત્યારે સ્પષ્ટ થાય છે કે જગરાય અને માયા જુદાં નથી. માત્ર જોવામાંજ ફેર છે. જેમ સૂત્ર અને વસ્ત્રમાં ભેદ નથી. જલ અને તરંગમાં ભેદ નથી. અલંકાર અને સુવર્ણમાં ભેદ નથો તેમ માયા અને માયા પતિમાં પણ ભેદ નથી, ભેદ હોય ત્યાંજ જુદું—આ મારૂં એમ મનાય છે માટે ભેદ ભાવના છોડાવવા કહે છે કે હેમન એ માયા તારી નથી પણ તું પોતેજ માયારૂપ છું. તારી પોતાની કલ્પનાનુસારજ વિશ્વને જુએ છે માટે એ કલ્પના જગત્ ભાવના છોડી દે ને સર્વત્ર બ્રહ્મ ભાવના કરવા લાગ એટલે સર્વ પ્રભુ રૂપ જણાશે ને પરમ આનંદનો અનુભવ થતાં શાન્તિમાં જ વિરમીશ ૐ.

## પુર્યષ્ટકનું સ્પષ્ટીકરણ.

[૧] અપંચી કૃત પંચ મહાભૂતનું. [૨] પાંચ પ્રાણનું. [૩] પાંચ જ્ઞાનેન્દ્રિઓનું [૪] પાંચ કર્મેન્દ્રિયનું. [૫] અંતઃકરણ ચતુષ્ટયનું. (૬) અવિદ્યાનું. [૭] કામનું—વાસનાનું; [૮] કર્મનું એમ આઠ

પુર છે એ આઠે પુર મળીને પુર્યષ્ટક કહેવાય છે. તેને સુક્ષ્મ શરીર પણ કહેવામાં આવેછે, મૃત્યુ વખત આ પુર્યષ્ટક નીકળી જાય છે.

### પાંચ પ્રકારના ભેદો.

(૧) જીવ ઇશ્વરનો ભેદ [૨] જીવનો પરસ્પર ભેદ. (૩) જીવ જડનો ભેદ; [૪] જડ ઇશ્વરનો ભેદ. (૫) જડ જડનો ભેદ.

પ્રમાતા [ અંતઃકરણ વિશિષ્ટ ચેતન ] પ્રમાણ [ ચક્ષુ આદિ ઇન્દ્રિઓ ] પ્રમેય દ ય વસ્તુ ] આને ત્રિપુટી કહેવામાં આવે છે.

---

## સ્તવન ૧૨ મું.

### ઉપદેશ સુધા.

सतोपः परमोलाभः सत्संगः परमंधनम्
विचारः परमं ज्ञानं समश्च परमं सुखम्

**ભાવાર્થ**—આ શ્લોક યોગ વાસિષ્ઠનો છે સિદ્ધાન્ત અજાત વાદથી ચર્ચાયો છે. ઉત્તમોત્તમ ( રામચંદ્ર જેવો ) અધિકારીજ એ તત્ત્વને બરાબર સમજી શકે છે તેમાંથી એકજ શ્લોકનું વિવેચન અત્રે કરવામાં આવે છે. આ શ્લોકમાં (૧) સંતોષ (૨) સત્સંગ (૩) વિચાર (૪) સમ એ ચારને મોક્ષના દ્વારપાળ કહેવામાં આવે છે જેમ દરવાનને ઓળખનાર પુરૂષને, દરવાજે અટકવું પડતું નથી સહજે અંદર પ્રવેશ કરી શકે છે. તેમ ઉપરના ચાર દ્વાર પાળોનો પરિચય મેળવનાર પુરૂષને પણ મોક્ષધામમાં કશો અટકાવ થતો નથી. માટે જે

પુરૂષ સુખ, શાન્તિ, અથવા આનંદને ઇચ્છતો હોય તેણે સંતોષા- દિકનો અભ્યાસ કરી તે પોતાના અંતઃકરણમાં પણ જરૂર સ્થાપવા જોઇએ. જેને દૈવી સંપત્તિ કહેવામાં આવે છે તે એવી તો સૂક્ષ્મ છે કે મનુષ્ય તેને ગ્રહણ કરતો કરતો આસુરી સંપત્તિની છાયામાં ખેં- ચાઇ જાય છે પણ એકાએક એ સમજી શકતો નથી કે હું ગુણને નામે કેવળ દોષોનોજ સંગ્રહ કરૂં છું!! તેથી સંતોષાદિકને સેવનારા પુરૂષે બહુજ જાગ્રતિ રાખવી જોઇએ. માટે સંતોષાદિકનાં સ્વરૂપો અહીં વિસ્તારપૂર્વક સમજાવવા યથા મતિ પ્રયત્ન કરવામાં આવે છે તે પરથી વિચાર કરનારા સાર ગ્રહણ કરશે એવી શુભેચ્છા છે. ૐ

સંતોષ એજ પરમ લાભ છે. માટે દરેક મનુષ્યે સંતોષ રા- ખવાનો છે. સંતોષના ખરા સ્વરૂપને સમજ્યા વિના માણસો સંતો- ષનું સેવન કરવા લાગે છે તો તેમ કરતાં કરતાં એ આળસુ બની જાય છે માટે લાભરૂપ સંતોષનું સેવન કરતાં પહેલાં સંતોષને બ- રાબર સમજવો જોઇએ તેમજ સંતોષને છોડી લોભમાં પણ પડવું નહિ માટે લોભ અને સંતોષ એઉનાં સ્વરૂપ બરાબર સમજાય માટે દૃષ્ટાંતદ્વારા તે સ્પષ્ટ કરવામાં આવે છે. પ્રથમ લોભનું દૃષ્ટાંત આપ- વામાં આવે છે કે કોઈ એક માણસ વિપત્તિનો માર્યો સાધુ થઈ ઘરબાર છોડી નીકળી ગયો. પરંતુ પછીથી તેને ખાવા પીવાની પણ હરકત પડવા લાગી. મહા મુસીબતે લુખા ટુકડા મળવા લાગ્યા તેથી તે પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો. કે ભલે ટુકડા મળે તો ટુકડા પણ ચોપડેલા મળતા હોય તો સંતોષપૂર્વક પરમેશ્વરનું ભજન થાય; ઇશ્વર ઇચ્છાથી તેને ચોપડેલા રોટલા મળવા લાગ્યા બે ચાર દિવસ એ સ્થિતિમાં ગયા એટલે વળી લોભ વધ્યો અને મનમાં

ભાવના કરવા લાગ્યો કે એકલા રોટલા ખાઇએ છીએ તે કરતાં સાથે શાક મળે તો સારૂં વળી શાક મળતાં પાંચ સાત દિવસ જતાં પુનઃ અસંતોષ થયો કે કેવળ રોટલા શાક રોજ ખાઇને દિવસ કેમ ગુ-જારવા કાંઇક ભાત દાળ મળે તો સંતોષ થાય એ ઇચ્છા પણ પાર પડી. માણુસના મનનો સ્વભાવ એવો છે કે ઘણું ખરૂં તે પ્રાપ્ત સ્થિ-તિમાં સંતોષ રાખી શકતો નથી. તદનુસાર પેલા પુરૂષને પણ આશા વધવા લાગી એના મનમાં એવું સ્ફુરણ થયું કે ખાવા પીવાનું તો સારૂં મળે છે. પણ કાંઇ રહેવાનું ઘર છે? મારા કરતાં તો કાગડા, ચકલાં વિગેરે પક્ષીઓની સ્થિતિ સારી કે તેને રહેવાને નિરાંતે સૂઇ રહેવાના માળા છે, માટે મારે પણ એકાદ ઝુંપડું હોય તો ઠીક ઇશ્વર કૃપાથી તેને રહેવાને એક સારૂં ઘર મળ્યું. ઘરમાં રહેવા લાગ્યો. દશ પંદર દિવસ જતાં વળી તેના મનમાં અસંતોષનો આવિર્ભાવ થયો. ઘર તો છે. પણ અંદર તેની શોભા માટે હાંડીઓ, તખતા, ખુર-શીઓ, ટેબલ, હિંડોળાખાટ, છત્રી પલંગ વિગેરે ન હોય તો આ ભૂતખાનું શા ઉપયોગનું? અંતે એ પણ મળ્યું ત્યારે વળી ઇચ્છા વધી પૈસા વિના આ શોભા નભી શકે નહિ ધારો કે પૈસા પણ મળ્યા ત્યારે વિચાર આવ્યા કે ગૃહીણી (સ્ત્રી) વિનાનું ઘર સ્મશાન જેવું ગણાય માટે સ્ત્રી મળે તો સારી કદિ મળે તો તે પણ રૂપવાન્, ગુ-ણવાન્, સારા કુટુંબની અને ચતુર જોઇએ ઇચ્છા પ્રમાણે સ્ત્રી પણ મળી છતાં લોભનો થોભ નજ થયો. વળી તૃષ્ણાના પુરમાં તણાવા લાગ્યો કે ઘર, ધન, અને સ્ત્રી મળ્યાં પણ પુત્ર વિના તો અંધારૂંજ તો હવે પુત્ર થાય તો પરમાનંદ એ અવસર પણ આવ્યો. એટલે વળી આશાનો અંકુર આગળ વધ્યો કે હવે છોકરાના વિવાહ થાય તો સારૂં. એક સમય જેને ખાવાના ટુકડા પણ મળતા નહોતા ત

માણસ આજ છોકરાના લગ્નની તૈયારી કરવાની ઇચ્છા કરે છે આ રીતે માણસના મનમાં આશા નદીનો પ્રવાહ વધ્યાજ કરે છે. આવો પ્રકાર થવો એનું નામ લોભ છે એ લોભ પાપનું મૂળ છે. માટે લોભ તજવા જેવો છે. હવે સંતોષનો વિચાર કરીએ.

કોઇ એક ગૃહસ્થ પુરૂષ પરમાત્માનો પરમ ભક્ત હતો તેને તેના ગુરૂ તરફથી સંતોષ રાખવાનો ઉપદેશ મળ્યો હતો તેનો ઉપયોગ તે પોતાના વ્યવહારમાં સંપૂર્ણ કરતો હતો. તેનો જે વ્યાપાર ચાલતો હતો તેમાં તેણે એ નિયમ રાખ્યો હતો કે એક રૂપીએ બે આના નફો લેવો, તેમાં અર્ધો આનો ધર્માદાનો જતા બાકી રહે તે પોતાનું, આ સૂત્રને અવલંબી તેની દુકાન પર જનારા જ્ઞાત કે અજ્ઞાત મનુષ્યોને ઠગાવાનો ભય રહેતોજ નહિ. પરંતુ સર્વને તેનાપર એકાએક વિશ્વાસ આવતો નથી તેથી બીજા વ્યાપારીઓ ગ્રાહકોની નજરમાં જેવા અપ્રામાણિક ગણાય છે તેવો આને પણ લોકો ગણતા હતા છતાં માણસોની એને કશી પરવા નથી હોતી એ તો પોતાના સૂત્રપર દૃઢતાથી ચાલતો હતો. સમય જતાં પ્રસંગ એ બન્યો કે ધીમેધીમે તેની શાખ આબરૂ પ્રતિષ્ઠા લોકોમાં જણાવા લાગી અમુક વ્યાપારી એકજ ભાવથી પોતાનો વ્યાપાર ચલાવે છે તે લોકોમાં નક્કી થતાં તેની દુકાન ઉપર ગ્રાહકોની ધમાલ થવા લાગી. હવેજ તેના સંતોષની પરીક્ષાનો સમય આવ્યો. ગમે તેટલાં અને જાણ્યાં અજાણ્યાં ગમે તેવાં ગ્રાહકો આવે તો પણ તેણે તો પોતાનો નિયમ બરાબર પાળ્યો. વળી વખત જતાં વધારે કસોટીનો સમય આવ્યો. આવ્યાપારીએ ઘણો માલ સંગ્રહ કર્યો પછીથી એ માલ જે દેશમાંથી આવતો હતો ત્યાં લડાઇ જાગી એટલે તે દેશમાંથી માલ

આવતો બંધ થયો. બીજા જે જે વ્યાપારી પાસે એ જાતનો માલ હતો તેઓએ તેની ચાર ચાર ગણી કિંમત વધારી છતાં પેલા વ્યપારીએ તો પોતાના નિયમ પ્રમાણે બે આનાજ નફો લઇ વેચવાનું ચાલતું રાખ્યું. તેને ઘણા જણાએ સમજાવ્યો પણ તેણે પોતાની ટેક રાખી બીજાની દૃષ્ટિએ તેને ઓછો નફો જણાયો છતાં તેણે તેમાં સંતોષ માન્યો. અને તેથી તેને શાન્તિ પણ રહી કહેવાનો હેતુ એ છે કે સંતોપ તેનુંજ નામ છે કે માણસ પોતાનાં ધર્મકર્મનું સંરક્ષણ કરી નીતિ પૂર્વક પ્રમાણિકપણે જે મેળવે તેમાં સંતોષરાખે તેજ સંતોષ અને તેનુંજ નામ પરમ લાભ છે. એજ પ્રમાણે માણસ જે જે સ્થિતિમાં હોય ત્યાં તેને જે જે કર્મ કરવાનાં હોય તેટલાંજ કરે અને પોતાની સ્થિતિને હાનિ ન લાગે તે પ્રમાણે રહે તેનુંજ નામ સંતોષ. એક મુનિએ એક દર્ભના પૂળાની ઓથે સો રામા અવતાર થયા એટલી લાંબી આયુષ્ય કાઢી છતાં પર્ણકુટી પણ બાંધી નહોતી એ પણ એક પ્રકારનો સંતોષ અને જનક રાજાએ રાજ્યતંત્ર ચલાવી રાજ્ય વૈભવમાં રહેતાં વિદેહીનો અનુભવ લીધો એ પણ સંતોષજ ટુંકામાં પ્રાપ્ત સ્થિતિમાં કર્તવ્ય કરતાં સત્યાદિના રક્ષણ પૂર્વક પ્રવૃત્તિ કરવી ને જે મળે તેમાં આનંદ માનવો એનુંજ નામ સંતોષ સમજવાનો છે.

સત્સંગ એજ અલૌકિક ધન છે. મનુષ્ય સિવાયના અન્ય તમામ જીવો કુદરતને આધીન છે તેથી તેની ચઢતી કરનાર કુદરતી નિયમો છે. પણ મનુષ્યોમાં આનંદમય કોશનો વિસ્તાર થવાથી માણુસ સુખને સમજી તેને માટે પ્રવૃત્તિ કરે છે તેમાં કુદરતના નિયમનો પણ ભંગ કરે છે માટે તેના પર ધર્મના નિયમો નક્કી કરવામાં

આવ્યા છે. એ ધર્મ સમજવા સારૂ જીવાત્માને સત્સંગ કરવો પડે છે. તેને પરમધન એટલા માટે કહેવામાં આવે છે કે લૌકિક ધન આ લોકમાંજ જો સારી રીતેવ્યય કરતાં આવડે તો સુખ આપનારૂં ઠરે છે. બાકી પરલોકમાં વિશેષ સુખ આપી શકતું નથી. પરંતુ સત્સંગ તો આ લોક અને પરલોકમાં સુખ આપનાર છે. સત્સંગને શાસ્ત્રમાં કલ્પતરૂની ઉપમાં આપી છે. કારણ કે સત્સંગ બુદ્ધિની જડતાને દૂર કરે છે, વાણીમાં સત્યને આવિર્ભાવ કરે છે. દશે દિશામાં આબરૂ વિસ્તારે છે. ટુંકામાં સત્સંગ સર્વ કરે છે. માટે તેને પરમ ધન કહેવામાં આવે છે તો ઉભય પ્રકારના સુખનો અનુભવ કરવા દરેક જીવે સત્સંગ કરવો સત્સંગથી આ લોકમાં કેવા પ્રકારના લાભ થાય છે તેનો એક દાખલો નીચે મુજબ છે.

કોઇ એક શહેરમાં ધનવાન્ પુરૂષ રહેતો હતો તેને એક પુત્ર હતો. કાળ બળને લઇ શેઠ મરણ પથારીએ પડયા ત્યારે તેનો પુત્ર તથા અન્ય સમ્બન્ધીઓ એકત્ર થઇ તેની પાસેબેઠા અંતમાં મરવા પડેલા શેઠ વારંવાર પોતાના પુત્ર તરફ દષ્ટિ કરવા લાગ્યા એથી સર્વના મનમાં એમ સમજાયું કે શેઠને કાંઇક કહેવાની ઇચ્છા થઇ છે તેથી તેમનો પુત્ર તેમની પાસે ગયો અને પૂછયું કે પિતાની શું કહેવાની ઇચ્છા છે? ત્યારે તેના પિતાજી કહેવા લાગ્યા ભાઇ ? હું તને અંત સમયની એક શીખામણ આપું છું તે તુ ધ્યાનમાં રાખીશ અને તે પ્રમાણે ચાલીશ તો તારૂં હિત થશે. એ શિખામણ એ છે કે "જ્યારે કોઇ સંકટ આવી પડે ત્યારે સત્સંગ કરજે" એટલું કહ્યા પછી શેઠનો પ્રાણ નીકળી ગયો. તેની ઉત્તર ક્રિયા વિગેરે કાર્ય તેના પુત્રે પોતાની જેવી શક્તિ હતી તે પ્રમાણે કર્યું આ ઘટ-

નાને કેટલો એક સમય વીતી ગયો ત્યારબાદ મર્દન શેઠના પુત્રને વિદેશના વ્યાપાર ખેડવાની ઇચ્છા થઇ. કેટલી એક બાબતોનો પત્ર-દ્વારા તપાસ કર્યો અંતમાં એ વાત ધ્યાનમાં આવી કે ચંદનનાં કા-ષ્ટનાં વહાણો ભરી જઇએ તો સારો લાભ થાય. એમ નક્કી થતાં ચંદનનાં વહાણો ભરી વ્યાપાર કરવા નીકળ્યો કેટલોક સમય મુસાફરી કરતાં એક બંદર આવ્યું ત્યા લંગર નાંખી વહાણુ સ્થિર કર્યાં એ શહેરમાં એક ઠગવાનો ધંધો કરનારી ગુણિકા રહેતી હતી તેને ખબર મળ્યા કે ચંદનનાં વહાણુ આવ્યાં છે અને લાવનાર વ્યાપારી પ્રથમ વખતજ આવ્યો છે. તો ઠીક તડાકો પડશે. એ સમજાતાં પોતે સાધી રાખેલા જુદા જુદા માણસોને દલાલ રૂપે એક પછી એક મોકલવા લાગી. દરેક દલાલો આવી શેઠને ઠપકો આપતા કે આ શહેરમાં ચં-દનકાષ્ઠ લઇ તમે શા માટે આવ્યા આ દેશ તો ચંદનની વિલાયત છે. અહીં તેનો સારો ભાવ ઉપજશેજ નહિ અમે આ શહેરમાં દલા-લીનોજ ધંધો કરીએ છીએ. પણુ ચંદનની દલાલી કરવા ઇચ્છતા નથી એકપછીએક દલાલના આવા પાછા પાડનારા શબ્દો સાંભળી વ્યાપારીની હિંમત હઠવા લાગી આ પ્રકાર થતાં થતાં સાયંકાળ થયો તે વખત એક દલાલ આવ્યો. અને નબળા મનવાળા વ્યાપારીને કહેવા લાગ્યો કેમશેઠ માલ વેચવાનો છે? પેલાએ વિચાર કર્યો કે ગ્રાહક આવ્યું છે તો જે ભાવ આવેતે પણુ વેચી નાખીએ. એમ વિચારી હા કહી ઠરાવ એ કર્યો કે દાણાને બદલે ચંદનનાં લાકડાં આપી દેવાં નક્કી થતાં પેલો દલાલ વેશ્યાને ત્યાં તેને લઇ ગયો ને માલ આપવા લેવાનો કબાલો પરસ્પર લખાવી લીધો આ વ્યાપારમાં ચંદનના વ્યાપારીને ભારે ખોટ ગઇ. તેથી તેના મનમાં ઉદાસી આવી

તેજ વખતે તેને પોતાના પિતાનાં વચન યાદ આવ્યાં કે " સંકટ સમયે સત્સંગ કરવો " કબાલો ખોશામાં નાખી વ્યાપારી ફરવા નીકળ્યો. શહેર બહાર એક વૃક્ષ નીચે કોઇ મહાત્મા બેઠા હતા તેમની પાસે જઇ નમસ્કાર કરી બેઠો.એવામાં મહાત્માનો બહાર ગએલો એક શિષ્ય આવ્યો. તે મહાત્માને કહેવા લાગ્યો કે આજે નગરમાં એક ઠગાઇનો વ્યાપાર થયો છે. એક અજાણ્યા વ્યાપારી પાસેથી દાણાને બદલે પંદર રૂપીઆના મણના ભાવના ચંદનનાં લાકડાં પડાવી લેવામાં આવ્યાં છે. પહેલા મહાત્મા કહેવા લાગ્યા એમાં પણ બુદ્ધિ પહોંચાડતાં આવડે તો રસ્તો છે. કારણ તેમાં 'દાણા' એટલોજ શબ્દ છે તેનો અર્થ મોતીના દાણા કરવો હોય તો પણ થાય આટલી વાત સાંભળતાંજ પહેલા વ્યાપારીના મનમાં ઉમંગ ઉભરાયો અને પોતાને નફો કેમ લેવો એ પણ સમજાયું મહાત્માને નમસ્કાર કરી ત્યાંથી પોતાના વહાણપર આવ્યો જ્યારે કબાલા પ્રમાણે માલ લેવા માણસો આવ્યાં ત્યારે શેઠ કહેવા લાગ્યા ભાઇ પ્રથમ મોતીના દાણા આપી માલ લઇ જાઓ. આવનાર માણસો આશ્ચર્ય પામી પૂછવા લાગ્યા. કેમ શેઠ ? કાળજું ઠેકાણે છે કે નથી ? ચંદનને બદલે મોતીના દાણા લેવા છે એમ ? ત્યારે શેઠ પણ કહેવા લાગ્યા કે ભાઇ બુદ્ધિ તો તમારી ઠેકાણે નથી કે જુવાર, બાજરીના દાણાને સાટે ચંદન લેવા આવ્યા છો છતાં મને બનાવો છો એ પણ તમારી ચતુરાઇ તો ખરી અંતમાં પરસ્પર તકરાર થઇને વાત રાજ દરબારે ચડી છેવટ ન્યાય થયો અને વ્યાજબી કિંમત અપાવી જેથી શેઠના મનમાં આનંદ થયો આ દૃષ્ટાંતમાં તો સત્સંગથી દ્રવ્યનો લાભ થયો.

હવે બીજો પ્રકાર જોઇએ. જેવખત હનુમાનજી લંકામાં સીતાની શુદ્ધ લેવા સારૂ ગયા ત્યારે લંકા નામની રાક્ષસી ચોકીપર હતી તેણે હનુમાનજીને સૂક્ષ્મ રૂપે જતા જોયા ત્યારે તેમને અટકાવી કહેવા લાગી અરે મારી ચોકીમાંથી મને છેતરી પુર પ્રવેશ કરનાર તું કોણ છે. પછીથી બેઉની પરસ્પર લડાઇ થઇ અંતમાં હનૂમાનજીએ કૂદીને લંકેશની રાક્ષસીની છાતીમાં એક મુક્કી મારી એટલે મોઢેથી લોહી ઓકતી તે પૃથ્વી ઉપર પડી તે વખત રાક્ષસી મટી તેના મૂળરૂપમાં આવી ગઈ પ્રાણ છોડતી વખત તે સત્સંગનો મહિમા કહેવા લાગી કે—

---

દોહરો.

सर्व स्वर्ग अपवर्ग सुख धरिय तुला इक अंग
तुलै न ताहि सकल मिलि जो सुख लय सत्संग

અર્થ—સ્વર્ગ અને મૃત્યુ લોકનાં સર્વ સુખ એક પલ્લામાં મૂકીએ અને બીજા પલ્લામાં એક ક્ષણભરનાં સત્સંગના સુખને મૂકીને તોળીએ તો સત્સંગ સુખનું પલ્લું નીચે નમશે. અર્થાત બીજા સત્સંગ તોલે આવી શકે નહિ એવો સત્સંગનો મહિમા અગાધ છે.સુખ સત્સંગનો મહિમા શેષ અને શંકર પણ કહેવાને અશક્ત છે. માટે એ સિદ્ધ થાય છે કે સત્સંગ એજ સર્વથી ઉત્તમ ધન છે. વળી કોઇ ગુર્જર કવિ પણ કહે છે કે.

દોહરો.

સુખ ચાહો સંસારમાં, તો કરજો સત્સંગ,
મન મુકુંદને સોંપતાં લો સુખ લાભ અભંગ.

---

**અર્થ**—સંસાર તો મૃગજળ જેવો છે એટલે એમાં શાન્તિ અગર સુખ છેજ નહિ માત્ર સંસારમાં સુખ હોય તો તે સત્સંગનુંજ છે. માટે કહે છે કે સત્સંગ કરજો. એમાંથી અખંડ સુખની પ્રાપ્તિ થશે પણ ક્યારે; જ્યારે મન મુકુંદને પરમાત્માને સોંપે ત્યારે અર્થાત પોતાની પરિચ્છિન્ન ઇચ્છાનો પરિત્યાગ કરી ઇશ્વર ઇચ્છાને વશ વર્તે ત્યારે. ધર્મ પાળવાના જે જે નિયમો કહેવામાં આવ્યા છે. તે વિધિઓ વેદની છે. વેદ ઇશ્વરકૃત છે માટે ધર્મ પ્રમાણે ચાલવું એજ ઇશ્વરની ઇચ્છાને અનુસરવું છે. જે માણસ પ્રભુની ભક્તિ કરે છે પણ સ્વવર્ણાશ્રમ ધર્મને બરાબર પાળે નહિ તો ભક્તિમાં ખામી છે કારણ તે ઇશ્વરની ઇચ્છાને અનુસરતો નથી સાચો ભક્ત અગર જ્ઞાની તો તેજ કે જે સ્વધર્મ પાલવારૂપ ઇશ્વરની ઇચ્છાને અનુસરે એનુંજ નામ મન મુકુંદને સોપવું એ છે. આ પ્રકારે મન ઇશ્વરને સોંપીને અખંડ સુખનો અનુભવ કરવો. આ બાબત પણ સત્સંગથીજ સમજાય છે. માટે સત્સંગ સત્ય સુખ આપનાર છે. ૐ.

વિચાર એજ પરમ જ્ઞાન છે. આ સંસારમાં નિત્ય શું છે અને અનિત્ય શું છે તે સમજવું એનુંજ નામ વિચાર છે પરંતુ વિચાર કરવામાંએ માણસે વેદનો આશ્રય તો લેવોજ જોઇએ. કોઇપણ આધાર વિના મનુષ્ય પોતાની મતિ પ્રમાણે ગમે તેવા તર્કોના કોકડાં તાણે તો તેથી કશો લાભ નથી શ્રુતિ પણ કહે છે કે **नैषा तर्केण मतिरापनेया** તર્ક વડે બુદ્ધિ પહોંચી શક્તિ નથી. ત્યારે કોઇને એવી શંકા થશે કે ત્યારે શું કશા તર્ક કરવાજ નહિ ? ગમે તે આંખો બંધ કરીને કબૂલ કરી લેવું ? તેના જવાબમાં શ્રીમજ્જગદ્ ગુરૂ શંકરાચાર્ય મહારાજ કહે છે કે **श्रुतिमतस्तर्कोनु संधीयताम्** વેદમાં

માન્ય કરેલ તર્કોનું અનુસંધાન કરવું, અર્થાત્ વિચારો તો કરવા પણ તે કુતર્ક ન હોવા જોઇએ. એ રીતે કરેલા વિચાર પરમજ્ઞાન આપનારા થાય છે. વિચાર પૂર્વક કરેલું કામ પણ ઉત્તમ થાય છે. વિચાર વિનાનાં કામ પણ ખરાબ હોય છે તેથી જે કરવું તે વિચાર કરીને કરવું. હકીકત આવી છે છતાં મનુષ્યોનો સ્વભાવ અનુકરણ કરવાનો હોય છે ! કોઇવાર માણસ એમાં એવું તલ્લીન બની જાય છે કે પછીથી તે કશો વિચાર કરવા રહેતું નથી. વિચાર વિના કોઇ વખત મિત્ર શત્રુની ગરજ સારે છે અને વિચારવાન્ શત્રુ હોય તો તે ઉપકાર પણ કરે છે. એ બાબતની એક પંચતંત્રમાં વાત લખી છે કે—કોઇ એક રાજાના દરબારમાં એક શિક્ષિત વાનર આવી ચડયો હતો. તેની ચતુરાઇથી રાજા તે ાપર બહુ પ્રસન્ન હતો તેથી એ વાનરને પોતાનો અંગ રક્ષક બનાવ્યો. એક વખત પ્રસંગ એ બન્યો કે રાજા નિદ્રા લેતો હતો. તે વખત વાનર હાથમાં પંખો લઇ રાજાને હવા કરતો હતો એવામાં રાજાની છાતી ઉપર માખી બેઠી તેને વાનરાએ પંખાવતી ઉડાડી વળી પોતાના સ્વભાવ પ્રમાણે માખી ફરી આવીને બેઠી પુનઃ ઉડાડી એ રીતે પાંચ સાત વખત કર્યું છતાં માખી તો ત્યાંજ પાછી આવીને બેઠી તે વખતે સ્વભાવથી ચપલ અને વિચાર શૂન્ય વાનરાએ ક્રોધ કરીને તીક્ષણ તલવાર લઈ માખીને મારવા તૈયાર થયો જેવો તે માખી ઉપર તલવારનો ઘા કરવા ગયો. ત્યાં માખી તો પોતાના સ્વભાવ પ્રમાણે ઉડી ગઈ અને ખડગના પ્રહારથી રાજાની છાતીના બે કકડા થઈ ગયા. જેથી નૃપતિ મરણ પામ્યો. માટે લાંબુ જીવવાની ઇચ્છાવાળા ભૂપતિએ અવિચારી નોકર રાખવો નહિ. વિચાર વિના સારૂં સમજીને કરેલું કામ પણ માણસને અપયશ અપાવે છે. વિચાર વિના પરિણામ કેવું આવે છે

તે જોયું હવે વિચાર પૂર્વક કામ કરનારનું પરિણામ કેવું આવે છે તે જોઇએ.

કોઇ એક નગરમાં મહાવિદ્વાન્ બ્રાહ્મણ હતો પરંતુ પૂર્વના કોઇ કર્મ સંજોગે તે ચોરી કરવાનો ધંધો શીખ્યો. તે નગરમાં બહાર ગામથી ચાર બ્રાહ્મણો કેટલી એક વસ્તુઓ વેચવા આવ્યા હતા તેમણે વસ્તુઓ વેચી ઘણા પૈસા એકત્ર કર્યા આ જોઇ ચોર બ્રાહ્મણના મનમાં એ વિચાર આવવા લાગ્યા કે હવે આનું ધન કેવો ઉપાય કરીને લઈ લઉં? (વિચારના સારા ને નઠારા બેઉ ઉપયોગ થાય છે જો બીજાનું ભલું કરવામાં તે લગાડાય તો સારો ને બીજાનું બુરૂં કરવામાં યોજવામાં આવે તો નઠારો) પોતે વિદ્વાન્ હોવાથી શાસ્ત્રમાં કહેલાં અનેક મધુર વચનો પેલાઓને સંભળાવી તેઓના મનમાં વિશ્વાસ ઉત્પન્ન કરાવ્યો. અને તેમની સેવા કરવાનો પણ આરંભ કરી દીધો. નીતિ જાણનારાઓએ કહ્યું છે કે—

असती भवति सलज्जा क्षारं नीरं च शीतलं भवति
दम्भी भवति विवेकी प्रियवक्ता भवति धूर्त्तजनः

**અર્થ**—અસતી સ્ત્રી લાજવાળી થાય છે. ખારૂં પાણી ઠંડું હોય છે જ્ઞાની પાખંડી હોય છે. ધુતારો માણુસ મીઠું બોલનાર હોય છે!! તદનુસાર પેલો ધૂર્ત વિદ્વાન્ સેવા કરતો; તે વખતે પેલા ચાર બ્રાહ્મણોએ પોતાની તમામ વસ્તુઓ વેચી મૂલ્યવાન રત્નો ખરીદ કર્યાં. અને પેલા ચોર પંડિતના દેખતાંજ પોતાની જાંગમાં ઘાલી પોતાને દેશ જવા તૈયાર થયા. અપાર દ્રવ્ય લઇ બ્રાહ્મણોને જતા જોઈ ચોર પંડિતના મનમાં ચિન્તા થવા લાગી. તે વિચારવા લાગ્યો

કે અરે આણે તો મને બીલકુલ ધન આપ્યું નહિ. માટે હું તેની સાથે જ જાઉં અને રસ્તામાં કોઇ જગ્યાએ ઝેર દઇ એને મારી નાખીશ અને રત્નો બધાંલઇલઇશ. આવો વિચાર કરી તે કરૂણા વિલાપ કરતો પેલા બ્રાહ્મણોને કહેવા લાગ્યો અરે મિત્રો ! તમે મને એકલાને મુકીને જવા તૈયાર થયા છો અને મારૂં મન તો તમારી સાથે સ્નેહથી બંધાએલું છે. તમારા વિયોગથી હું બહુ દુઃખી થઇશ. એ વાતનો વિચાર કરતાં મારી બુદ્ધિ ધીરજ ધારણ કરી શકતી નથી. માટે મારા ઉપર કૃપા કરીને તમો મને પણ તમારી સાથે લઇ જાઓ તો સારૂં. એનાં વચન સાંભળી પેલા બ્રાહ્મણોને દયા આવી અને ચોર પંડિતને સાથે લઇ પોતાને દેશ જવા નીકળ્યા. પાંચે જણ રસ્તે ચાલ્યા જતા હતા તેને જોઇ કાગડા બોલવા લાગ્યા હે કિરા તો દોડો દોડો સવા લાખ રૂપીઆના ધણી જાય છે એને મારીને ધન લઇ લ્યો. કાગવાણી સાંભળી ભીલો દોડયા અને બ્રાહ્મણોને મારી જર્જરી ભૂત કરી નાખ્યા પછી તેમનાં કપડાં ઉતારી જોવા લાગ્યા પણ કાંઈ નીકળ્યું નહિ. ત્યારે કિરાતો કહેવા લાગ્યા હે મુસાફરો કાગડાનાં વચનો પ્રથમ કદિપણ મિથ્યા થયાં નથી. માટે તમારી પાસે ધન તો હોવુંજ જોઇએ. તો ધન આપી ઘો નહિ તો તમારો વધ કરી દરેક અંગનો તપાસ કરી પૈસા લઈશું. ચોરના વચનો સાંભળી પેલો ચોરપંડિત વિચાર કરવા લાગ્યો કે આ કિરાતો કોઇ રીતે હવે છોડવાના નથી ચારને મારશે ને રત્ન નીકળશે તો અંતમાં પણ મને તો જરૂર મારશે. ત્યારે હુંજ પ્રથમ અરત્ન, ચોરોને હાથે મરૂં તો આ ચાર બ્રાહ્મણોનો જીવને ધન બેઉ બચે વળી મૃત્યુ તો જ્યારે ત્યારે આવવાનું છેજ વળી શાસ્ત્રકારે કહ્યુ છે કે

**गवार्थे ब्राह्मणार्थे च प्राणत्यागं करोति यः**
**सूर्यस्य मंडलं भित्त्वा स याति परमां गतिम्**

**અર્થ**—જે ગાય અને બ્રાહ્મણ માટે પ્રાણત્યાગ કરે છે તે સૂર્ય મંડળને ભેદીને પરમ ગતિને પામે છે. એવો નિશ્ચય કરી તે કિરાતોને કહેવા લાગ્યો હે ભીલો જો તમને શક હોય તો પહેલો મને મારી જુઓ જો મારા શરીરમાંથી ધન ન નીકળે તો આ ચારને છોડી દેજો. એમ કહી પોતે પ્રથમ મરણ પામ્યો તેના શરીરમાથી રૂધિર, માંસ અને હાડકાં વિના કંઇ નીકળ્યું નહિ તેથી બાકીના ચારને છોડી દીધા જો ચોર પંડિત પણ વિચારવાળો હતો તો તેણે ચાર બ્રાહ્મણોનો જીવ બચાવ્યો. માટે સૌથી ઉત્તમ સાધન હોય તો તે વિચારજ છે. માટે વ્યવહારનું અગર પરમાર્થનું જે કાંઇ કામ કરવાનું હોય તે વિચારપૂર્વક જ કરવું જોઇએ તો તેનું ઉત્તમ ફળ આવે છે માટે વિચાર એ પરમજ્ઞાન છે. જ્ઞાનનો પણ જો સ્વાર્થમાં ઉપયોગ કરવામાં આવે તો દંભ ઉભો થાય છે. વાચકજ્ઞાન અનુભવમાં ઉતરે તો દંભ રહેતો નથી એ પણ વિચારી રાખવાનું છે. ૐ.

સમ એ પરમ સુખ છે. ભગવદ્દગીતામાં પણ શ્રીકૃષ્ણ પરમાત્મા અર્જુન પ્રતિ કહે છે કે **समत्वं योग उच्यते** સમતા એજ યથાર્થ યોગ છે. **સમ એટલે રાગદ્વેષ રહિત થવું.** મનમાં જરાપણ રાગ દ્વેષ રહે છે ત્યાંસુધી વિષમતાજ હોય છે. વિષમતામાં કદિપણ સુખ અનુભવાતું નથી, આરંભમાં મનુષ્યને સંસાર ઉપર બહુ રાગ હોય છે તો તેને કાઢવા સારૂ સંસારપર દ્વેષ કરવો પડે છે. પરંતુ પછી એ દ્વેષ કાયમ રાખવાનો હોતો નથી છેવટ તો રાગને દ્વેષ બેઉ

છોડી સમભાવ ઉપર આવવું પડે છે. વ્યાપારી તોળે છે તેમાં જો કાટલાં તરફ નમતું રહે તો ગ્રાહક છેતરાય અને માલ તરફ નમતું રહે તો વ્યાપારીને ખોટ આવે જો બેઉ બાજુ સરખી રહે તો સર્વને સરખુ રહે તેજ પ્રમાણે સમમાં પણ સમજવાનું છે. કોઇપણ પદાર્થ ઉપર જો રાગ થાય તો એ ખરાબ અને દ્વેષ થાય તોએ ખરાબ રાગદ્વેષ રહિત પુરૂષને સારૂં ને નઠારૂં મનાતું નથી તેથી તેને હર્ષ શોક થતો નથી હર્ષ શોક વિના શુભાશુભ વાસના થતી નથી અને વાસના વિના જન્મ મરણ નથી જન્મ મરણ વિના સુખદુઃખ નથી સંસારમાં જે સુખ દુઃખ છે. તે વિચાર પૂર્વક જોઇએ તો કેવળ દુઃખજ છે સુખ નથી છતાં ભ્રાન્તિથી મનુષ્યો સંસારમાં સુખ કલ્પિ બેસે છે. બાકી ખરૂં સુખ તો આત્મામાંજ છે એ આત્મ સુખને નિરતિશય સુખ કહેવામાં આવે છે. જે સુખમાં કોઇપણ પ્રકારથી ન્યુનાધિકતા ન થાય અને સદા એક સરખુંજ રહે તેને નિરતિશય સુખ કહે છે એ સુખ પ્રાપ્ત થાય એવા પ્રકારની જે સ્થિતિ તેનું નામ સમ છે.

સંતોષ, સત્સંગ, વિચાર અને સમ એ ચારેને દ્વાર પાળ ગણવામાં આવ્યા છે એ વાત બરાબર છે એ ઉપરના વિવેચનથી સ્પષ્ટ થઇ ગઇ છે. તો તેને કર્તવ્યમાં બરાબર ઉતારવા જોઇએ એ પ્રમાણે કરનાર પુરૂષ સહજે આનંદનો અનુભવ કરે છે અને ઉત્તમ એવો મનુષ્ય જન્મ મળ્યો તેનું સાર્થક થાય છે. એજ વસિષ્ટજીના એકજ શ્લોકનું અગાધ રહસ્ય છે. એ સમજતાં સુખી થવાય છે. અસ્તુ. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

# સ્તવન ૧૩ મું.

## ભેદ ભાવના ભુલાવવા મનને કરેલો બોધ.

રાગ ધન્યાશ્રી,

છોડ પ્રથક્ અભિમાન, મનતું છોડ પ્રથક્ અભિમાન્—ટેક
જાણ્યું તોપણુ કેમ ન જાગે, હજુએ થાય હેરાન. મન-૧
મમત્વ મદિરા પાન કરીને, કેમ ભુલે છે ભાન. મન-૨
દ્વૈત દૃષ્ટિ કરી દિલ ખોયું, સુખનું સત્ય નિશાન. મન-૩
બાજી હજુ પણ હાથ છે તારે, વેદ વચન ધર કાન. મન-૪
પરમ પ્રયત્નને પૂર્ણ વધારી, તીવ્રેચ્છાને તાન. મન-૫
કર્તા એ સહુ કરી રાખ્યું છે, નિમિત્ત તુંજ નિદાન. મન-૬
તેમાં પણ સત્તા છે તેની, ધરીશમાં ગુમાન. મન-૭
માટે મુકુન્દ શરણે તું વસીને, સ્વરૂપ સુધાકર પાન. મન-૮

**ભાવાર્થ**—શ્રુતિ ભગવતી કથન કરે છે કે **मन एव मनुष्याणां कारणं बन्ध मोक्षयोः ।** મનુષ્યના બંધ અને મોક્ષ એઉનું કારણ મન છે. મન જો માને કે હું મુક્ત છું તો તે મુક્તજ છે અને મન બંધન માને તો બંધન છે. કદિ કોઇ એમ ધારી લે અગર કહે કે અમે મુકત છીએ તો તે મુક્ત થઈ શકે નહિ કારણ કે કહેવું એ વાણીનુ કામ છે અને માનવું એ મનનું કામ છે. “ વાણીથી બોલવું જેટલું સહેલું છે તેજ પ્રમાણે મનને મનાવવું એ કઠિણ કામ છે ” મનને પડેલો અભ્યાસ એકાએક છૂટી શકતો નથી તે છોડાવવા સારૂ કરેલા નિશ્ચય પ્રમાણેજ ક્રિયા કરવી પડે છે ત્યારે

લાંબી મુદતે મન માને છે. એટલા સારૂ મનને વારંવાર પ્રબોધવામાં આવે છે તેવોજ ભાવ આ પદ્યમાં છે. મનને કહે છે કે હે મન! તારી પ્રથક્ ભાવના છોડ, રૂધિર. હાડકાં, અને માંસનું; સાડા ત્રણ હાથનું જે આ પુદગળ છે તેજ હું છું એવી જે મિથ્યા માન્યતા સ્વીકારી તેનું અભિમાન બાધ્યું છે કે देहोहम् દેહતે હું છું તેજ ભેદને ઉત્પન્ન કરનાર છે માટે એને તું છોડી દે કારણ તેમાં અનેક અનર્થોની પરંપરા રહેલી છે. તે હવે કહે છે.

ભેદ ભાવના અનેક પ્રકારથી દુઃખ આપનાર છે એ અનુભવ પણ તુને અનેકવાર થયો છે. અરે ભેદની કલ્પનાથી તેં અનેક દુઃખો સહન કર્યા છે. માટે તું જાણે છે કે ભેદ દુઃખ આપનાર છે છતાં હજુ તું જાગ્રત થતું નથી એ પણ આશ્ચર્યકારક વાત છે હાથે કરીને પ્રમાદમાં પડી હેરાન થાય છે, એ હેરાનગતિમાંથી છુંટવાનો વિચાર હોય તો હેમન ભેદ ભાવના છોડી દે?

પ્રથક અભિમાન રાખવામાં કેટલા દુ.ખ છે. તે જાણે છે છતાં ભેદભાવનાને વધારનાર મમતારૂપ મદિરાનું તુ પાન કરે છે અર્થાત્ સંસારમાં જીવાત્મા મમતા બાંધીનેજ દુઃખી થાય છે. બરાબર વિચાર કરે તો સમજાયછે જ્યારે આવ્યા ત્યારે બાંધી મુઠી લઇને આવ્યા અને ખાલી હાથે જવાનું છે, એક બાદશાહની એવી વાત છે કે તેણે ઘણા દેશો લુંટીને તેમજ અનેક માણસોને મારીને દ્રવ્ય એકત્ર કર્યું હતું. પછી જ્યારે તે મરવા પડ્યો ત્યારે તેને ભાન આવ્યું કે ગમે તેટલી મમતા કરીએ છતાં અંતમા કાંઈ પણ સાથે આવતું નથી. એ વાત મને સમજાણી છે તેવી રીતે મારી પ્રજામાં પણ જે ડાહ્યા મા-

ણુસે હોય તે સમજે તો સારૂં એ હેતુથી તેણે પોતાની માતાને બોલાવીને કહ્યું કે અમાજાન મારૂં શરીર છુટી જાય ત્યારે અમુક રીતે મને કાઢવો અને આગળ આ પ્રમાણે તારે બોલવું. એ સુચના કર્યા પછી બાદશાહનું શરીર છુટી ગયું એટલે પાદશાહના ફરમાન પ્રમાણે તેની માતાએ વ્યવસ્થા કરી તેના શબને દફનાવવા બહાર કાઢ્યું તેની વ્યવસ્થા નીચે મુજબ હતી.

તેના શબને સુવાડી તેના બેઉ હાથ બારણે ખુલ્લા રાખ્યા હતા. એ બાદશાહના રાજ્યમાં જેટલું લશ્કર હતું તે તમામને જે જે હથીઆરો હતાં તે સહિત ઉઘાડી તરવારે ત શબની આસપાસ રાખ્યા. તેમજ એના રાજ્યમાં જેટલા હકીમો—વૈદો—હતા ને બધાંને આગળ રાખ્યા તેમજ જેટલું દ્રવ્ય એકત્ર કરેલું હતું તેના ગાડા ભરાવી બધાં પાછળ ચલાવ્યાં, અને બાદશાહી તમામ કુટુંબ પણ સાથે કર્યું પછી બાદશાની મા બજારમાં એકત્ર થયેલાં લોકોને કહેવા લાગી કે જુઓ! પ્રજાજનો! મારા પુત્રે સંસારમાં મમતા બાંધીને તમે જુઓ છો તેટલો સરંજામ એકઠો કર્યો છે છતાં આ વખતે તો તે સર્વને છોડીને તે ખાલીજ હાથે જાય છે એજ પ્રમાણે આ સંસારમાં આપણે ગમે તેટલી મમતા બાંધીએ છતાં અંતમાં તો ખાલી હાથેજ જવાનું છે.

હે લોકો? તમે જુઓ મારા પુત્રની પાસે આટલું બધું લશ્કર અને તે બહુજ બળવાળું છતાં કાળની ફાળ તે મારા પુત્રને બચાવી ન શકયું તેમના હથીઆરો કાંઇ પણ કામ ન આવ્યાં. આ હકીમો અનેક પ્રકારની દવાઓ જાણે છે તથાપિ જ્યારે મૃત્યુ આવ્યું ત્યારે રોગને દુર ન કરી શકયા, તેમજ કુટુંબીઓ પણ કાંઇ કરી ન શકયા અને આટલું દ્રવ્ય છતાં પણ કશું ઉપયોગમાં ન આવ્યું! અંતમાં

ખાલી હાથે, કરેલાં માત્ર પુણ્યપાપ સાથે લઇને જાય છે. માટે મમતા રાખવી નહિ. મમતારૂપ મદિરા બહુજ કેફી છે એનું પાન કરનારો ભાન ભૂલે છે માટે પ્રથક અભિમાન્ છોડી દે.

**द्वैता द्वै भयं भवति.** દ્વૈતથીજ નક્કી ભય થાય છે, દ્વૈત અગર ભેદ ભાવના કરવી એ સુખનું સત્ય સુખનું નિશાન ભૂલવા બરાબર છે. કારણ કે સુખ પ્રાપ્ત થવું એ ખરી રીતે બહારના પદાર્થપર આધાર રાખતું નથી પરંતુ આપણા અંતરમાંજ સુખ છે. છતાં ભૂલથી ભ્રાન્તિથી અગર અજ્ઞાનથી આપણે બહારના પદાર્થમાં સુખની કલ્પના કરી લઇએ છીએ. બહારના જે પદાર્થ વડે સુખ માન્યુ હોય છે એ પદાર્થ ગમે તે નિમિત્તે કાળે કરીને નાશ પામેજ છે, પદાર્થ નાશ થતાં આપણું સુખ ગયું એવું માની આપણે દુઃખી થઇએ છીએ, પરંતુ એતો ભૂલ છે. જ્યારે બહારના પદાર્થમાં સુખ દુઃખ નથી તો આપણને તે ભાન શી રીતે થાય છે? એનું સમાધાન એજ છે કે પ્રથમ અમુક વસ્તુ મેળવવાની આપણા મનમાં ઇચ્છા ઉત્પન્ન થાય છે તેના યોગે મન બીજા સર્વ વિચાર છોડી તદાકાર થાય છે. બીજી સર્વ વૃતિઓ તેના વેગમાં દબાએલી રહે છે, પછી જ્યારે એ વૃત્તિ પ્રમાણે પદાર્થ મળવાની તૈયારી થાય છે. ત્યારે વૃત્તિઓ બધી અંતઃકરણમાં પાછી વળે છે એટલે અંતર્મુખ થાયછે. ત્યારે તેમાં આત્માનું પ્રતિબિંબ પડે છે તેથી સુખનું ભાન થાય છે, અને અંદરથી જણાય છે એવું કે બહારનો પદાર્થ મળ્યો માટે સુખ થયું. આનું નામ ભેદ ભાવના છે એ ખરા સુખને ભૂલાવનાર છે માટે કહે છે કે હે જીવ ] તું તારૂં જુદાપણું છોડી દે, ત્યારેજ તને ખરો આનંદ અનુભવમાં આવશે અને જે સુખને માટે તું બહાર ફાંફાં મારે છે તે સુખમાં તું ડુબી રહીશ, માટે ભિન્નતા છોડીદે.

હે મન! હજુપણુ બાજી તારા હાથમાં છે. તું ધારે તો જરૂર કામ સિદ્ધ કરી શકે. એ કામ કરવામાં મુખ્ય એ વાત છે કે તારે વેદની આજ્ઞા પાળવી શ્રુતિ કહે છે કે **ईशा वास्यमिदं सर्वम्** અ-ર્થાત્ આ સર્વ ઈશ્વરવડે ઢાંકવા યોગ્ય છે અર્થાત સર્વત્ર બ્રહ્મભાવના કરવી, સર્વને આત્મ રૂપે જોવાં એ વેદ વચનાનુસાર જો વર્તવામાં આવે તો પણુ આનંદ છે, પરંતુ ધ્યાનમાં રાખવાની બાબત એ છે કે સર્વ બ્રહ્મ છે એમ કહેવું જેટલું સહેલુંછે તેટલું માનવું સહેલું નથી. મનને મનાવવા અનેક પ્રયત્નો કરવા પડે છે, ત્યારે મુશીબતે મન માને છે માટે કહે છે કે એ ભાવના દ્રઢ કરવા ઇચ્છાને તીવ્ર બનાવવી જોઇએ. અગ્નિના ઝીણુા અંગારાને પ્રથમ બારીક છો-ડીઆં મુકી સળગાવીએ છીએ. પછી તેમાં લાકડા મુકતા જઇએ તેમ અગ્નિ મહાન રૂપ ધરતો જાય છે પછી તેમાં મોટી ગાંઠ મૂકવામાં આવે તો તે પણુ જરૂર બળી જાય છે તેમ નક્કી કરેલી ઇચ્છામાં બીજી સામાન્ય ઇચ્છાઓને હોમી તેને મજબુત બનાવવી. પછી વિશેષ ઈચ્છાઓ પણુ તેમાંજ હોમવી, હોમવાનો અર્થ એ છે કે મુખ્ય ઇ-ચ્છા વિરૂદ્ધની સર્વ ઇચ્છાઓ છોડી દેવી અને નક્કી કરેલી મુખ્ય ઇચ્છાને વળગી રહેવું એ પ્રમાણે ઇચ્છા બળવાન બને છે, એનુંજ નામ તીવ્રઇચ્છા છે. તે ઇચ્છા વધારીને તેમાં તલ્લીન બનવું એનું જ નામ તાન છે. આટલી સ્થિતિ પર જવું એજ પરમ પુરૂષાર્થ છે; આ પુરૂષાર્થ પણુ એટલા જ પુરતો કે પ્રથક અભિમાન છુટી જાય.

આ સૃષ્ટિ પરમાત્માએ જીવાત્માના કર્માનુસાર રચીજ રાખી છે તે પ્રમાણે સર્વ થયા જ કરે છે,તુતો એમાં નિમિત્ત માત્રજ છે. એમ વિચાર કરીને પણુ તારે પ્રથક અભિમાન કરવાનું નથી. કેનોપનિષ-

ઢમાં એક આખ્યાયિકા છે કે સર્વ દેવતાઓએ લડાઇમાં વિજય મેળવ્યો, પછીથી તેઓને અભિમાન થયું કે આ વિજય અમારો છે. દેવતાઓનું અંતઃકરણ સત્વ પ્રધાન છે તેમાં અભિમાનસ્ફુરે એ ઇચ્છવા જોગ નથી તેથી પરમાત્મા તેમની પાસે યક્ષરૂપે પ્રકટ થયા સર્વ દેવતાઓ પરસ્પર સલાહ કરવા લાગ્યા અને અગ્નિ ને કહ્યું હે અગ્નિ તું જઇને તપાસ કર કે એ યક્ષ કોણ છે એટલે અગ્નિ તેમની પાસે ગયો. યક્ષે પૂછ્યું તું કોણ છે ત્યારે અગ્નિએ જવાબ આપ્યો કે હું જાતવેદ[અગ્નિ] છું. યક્ષે કહ્યું તારામાં શી શક્તિ છે, અગ્નિ—આ સર્વ વિશ્વને હું બાળી નાખવાની સત્તા ધરાવું છું. યક્ષે તેની પાસે એક તરણું નાખ્યું અને કહ્યું તેને બાળી નાખ. અગ્નિએ પોતાની સંપૂર્ણ શક્તિથી તેનેબાળી નાખવા પ્રયત્ન કર્યો પણ તૃણ બળ્યું નહિ એટલે અગ્નિ પાછો ગયો. અને કહ્યું કે કોણ છે તે હું જાણી શકયો નહિ. ત્યારે પવનને કહ્યુ કે તું જઇને જાણ કે એ યક્ષ કોણ છે, પવન તેમની પાસે ગયો; યક્ષે પૂછ્યું તું કોણ છે. વાયુએ જવાબ આપ્યો હું મારૂત (વાયુ) છું યક્ષે કહ્યું તારૂં બળ કેટલું છે. તેણે જવાબ આપ્યો કે સંપૂર્ણ વિશ્વને ઉડાવી દેવાની મારામાં શક્તિ છે.તેની પાસે એક ઘાસનું તૃણ નાખ્યું ને કહ્યું કે આને ઉડાવી દે, પવને પોતાના સર્વ બળથી તેને ઉડાવવા પ્રયત્ન કર્યો, પણ સર્વ નિષ્ફળ. પવન પાછો ગયો ને કહ્યું કે એ યક્ષ કોણ છે તે જાણવામાં આવતું નથી પછી ઇન્દ્ર ગયો એટલે યક્ષ સદસ્ય થઇ ગયું. કહેવાનું તાત્પર્ય એ છે કે પરમાત્માની સત્તાથી જ સર્વ થાય છે. તેમાં દેવનું અભિમાન પણ જ્યારે કામ આવતું નથી ત્યારે માણસની તો ગણત્રી શી ? માટે નિમિત્ત થનાર મનુષ્યોએ અભિમાન કરવાનું નથી.

જ્યારે સર્વત્ર પરમાત્માની જ સત્તા છે તો પછી મનુષ્ય ગુમાન

કરે તે નકામું છે. માટે તારૂં અભિમાન છોડીને સદાએ તું મુકુન્દ શરણમાં નિવાસ કરી તારૂં પણ તેજ સ્વરૂપ છે તે અમૃતમય છે તેનું તું પાન કર. અર્થાત સર્વત્ર પરમાત્મા સુખરૂપ પૂર્ણ છે. જે આ ભેદો દેખાય છે તેતો સર્વ કલ્પિત છે માટે તે ભૂલાવામાં ન પડતાં સર્વત્ર એકજ અખંડ સુખરૂપ આત્મા છે તેમાં નિમગ્ન થઇ જા એટલે જે સુખને તું ચાહે છે તેનો પુર્ણ અનુભવ થશે. પણ પ્રથક્ અભિમાન કરીશ નહિ. ટુંકામાં દેહ અથવા જીવ તે તું નથી. પણ તું શિવ સ્વરૂપ છે. ૐ.

## સ્તવન ૧૪ મું.

### સદ્‌ગુરૂનું ધ્યાન ધરવાનો મનને ઉપદેશ.

( ધન્યાશ્રી—રાગ. )

ધર સદ્‌ગુરૂનું ધ્યાન, મન તું ધર સદ્‌ગુરૂનું ધ્યાન—ટેક.
અન્ય તજી તોફાન. મન તું—ટેક.
દોડા દોડી દિલ વિસારી, કથન સુણને કાન—મન તું. ૧
ભ્રાન્તિ ભવની ભુલી સરવે, ભુધરનું કર ભાન—મન તું. ૨
વ્યાપક વિશ્વંભર છે સઘળે, તેમાં લગાડી તાન—મન તું. ૩
ચકોર શશી સમસ્નેહ વધારી, પુરણ થા ગુલતાન—મન તું ૪
પ્રથક્ અહંતા ત્યાગી પળમાં, મુકી મિથ્યા માન—મન તું ૫
અભેદ રસમાં ઐકય થવાને, શાસ્ત્ર કરે છે સાન—મન તું. ૬
નિરખી નિરખી તોડ ત્રિપુટી, જ્ઞાતા જ્ઞેયને જ્ઞાન—મન તું. ૭
મુકુન્દ રૂપે જગત નિહાળી, શાન્તિ સુધાકર પાન—મન તું. ૮

**ભાવાર્થ**—મહાત્મા પતંજલ કહે છે કે **ચિત્તવૃત્તિ નિરોધ યોગઃ** મનની વૃત્તિઓને અટકાવવી એનું નામ નિરોધ–અટકાવ છે. મનની વૃતિઓને રોકવાના સર્વ સાધનોમાં **ધ્યાન** એ ઉત્તમોત્તમ સાધન છે. માટે આ પદ્યમાં સદ્‌ગુરૂના ધ્યાનનું સ્વરૂપ દોરવામાં આવ્યું છે જ્ઞાતા પુરૂષો કહી ગયા છે કે અજ્ઞાનીનો દેવ મૂર્તિ છે જિજ્ઞાસુનો દેવ સદ્‌ગુરૂ છે અને જ્ઞાનીનો દેવ તેનો પોતાનો આત્મા છે. એનો અર્થ એમ નથી સમજવાનો કે જ્ઞાનીઓ મૂર્તિને નહિજ માનતા હોય મૂર્તિને તો માને છે પણ વિશેષ ભાવના ઉપર મુજબ છે. એમ સમજવાનું છે ત્યારે જીજ્ઞાસુ પુરૂષ ગુરૂનું ધ્યાન કરે છે, તેથી પોતાના મનને કહે છે કે હે મન તું સદ્‌ગુરૂનું ધ્યાન કર. બુદ્ધિમાન્ પુરૂષો કહે છે કે ગુરૂ ઇશ્વરથી પણ અધિક છે માટે ધ્યાંન ધરવું જોઇએ. મનનો સ્વભાવ સૃષ્ટિ સમ્બન્ધે અનેક પ્રકારના વિચારો કરવાનો છે તેની કલ્પનાનાં તે અનેક પ્રકારનાં કોકડા કાઢ્યા જ કરે છે એ એક પ્રકારનું તોફાન છે. માટે કહે છે કે એ ભેદ ભાવનાના તોફાનો ત્યજી દઇને હે મન તું શ્રી સદ્‌ગુરૂનું ધ્યાન ધર.

માણસ જો વિચાર કરે તો સમજાય કે મનનો એ સ્વભાવ છે કે તેને જે બાબતની મના કરીએ તે તરફ એ પહેલું દોડે જે વસ્તુ યાદ કરવાનો નિષેધ કરીએ તેને પહેલી યાદ કરે. માટે મનને સમજાવવું કઠિણ છે છતાં કહે છે તું દોડા દોડી છોડીદે અને કહુંછું તે સાંભળ, સંસાર ભ્રાન્તિરૂપે છે, જગતની ભ્રાન્તિ કેવા પ્રકારથી થાય છે. તે એકાએક સમજાતું નથી. જો સમજાય તો સંસારમાં જે દુઃખ છે તેને ટકવાનો અવકાશજ નથી પણ ભ્રાન્તિ એવી વિલક્ષણ છે કે તેને કાઢવા જતાં તે બીજારૂપે પ્રવેશ કરી જાય છે એટલે કાયમ બની રહે છે મદિરા

પાન કરનારને જેમ ભાન રહેતું નથી તેમ ભ્રાન્તિમાં પડનારને પણ સાન રહેતી નથી. ત્યારે એ ભ્રાન્તિ જો ભૂલવા પ્રયત્ન કરવામાં આવે તો મન વધારેને વધારે તે તરફ જશે માટે કહેછે કે જેને તું જગત સમજે છે તેનેજ જગપતિ પરમાત્મા સમજી તેજ સ્વરૂપે ધ્યાન કરવા લાગ તો આનંદનો અનુભવ આવે.

પરમાત્મા સર્વત્ર વ્યાપક છે. સમુદ્રમાં નાના મોટા ગમે તેટલા તરંગો ઉઠે. પણ જળ વિના બીજું કાંઇ નથી. વસ્ત્રો ગમે તેટલાં રંગોનાં જણાય પણ સૂત્ર વિના અન્ય નથી તેમ સૃષ્ટિમાં પણ પરમાત્મા સિવાય બીજું કાંઇ નથી એજ સદગુરૂ છે **ગુરૂરેવ પરમ્ બ્રહ્મ,** ગુરૂ એ પરમાત્મા છે. માટે તેમાં તાન લગાડી તેનુંજ ધ્યાન ધર.

ઇશ્વરમાં કેવા પ્રકારનો પ્રેમ રાખવો જોઇએ તેને માટે ચંદ્ર ને ચકોરનો દાખલો આપે છે. જ્યારે ચંદ્રમાં ઉદય પામે છે ત્યારે ચકોર તેનાં તરફ જોઈ રહે છે જ્યારે માથે આવે છે ત્યારે ઉંચે જુવે છે અને ચંદ્રમાં પાછળ જાય ત્યારે ફરીને જોવાને બદલે ઉલટુ થઇ જાય છે એવો સ્નેહ ઇષ્ટમાં હોવો જોઇએ. ચંદ્રનું ધ્યાન કરતાં કરતાં ચકોર એટલું તદ્રૂપ થઇ જાય છે કે તે દેવતાના અંગારા ખાય છે છતાં અગ્નિ તેના પર અસર કરતો નથી. એ રીતે પરમાત્મા તરફ તલ્લીન થવું. પોતાનો અને ઇશ્વરનો ભેદ ભૂલી જવો એ વચન માત્રથી નહિ પણ મનથી જ ભૂલીજવો એજ યથાર્થ સદ્ગુરૂનું ધ્યાન છે.

પ્રથક્ અભિમાન ત્યાગીને, મીથ્યા મમતા છે તેને મુકીદે મમતાને મિથ્યા કહેવામાં આકૂત એ છે કે. જગત્‌ના ગમે તે પદાર્થ ( પછી તે જડ હો વા ચૈતન્ય ) પર સંપૂર્ણ મમતા કરીએ છતાં પરિણામ તો

એજ આવેકે કાંતો પદાર્થને આપણે છોડવો પડે અગર એ પદાર્થ આપણને છોડીને જાય જ્યારે પ્રકાર આવો છે ત્યારે તે પર કરેલું મમત્વ મિથ્યા ઠરેજ છે. અહંતાને મમતા મુકી દેતાં અભેદનો અનુભવ થાય છે. એજ રસમાં ગળી જવા तत्वमसि એ મહાવાક્ય દ્વારા શાસ્ત્ર સાન કરે છે. ઇસારો કરે છે. માટે ધ્યાન ધર તેના પણ વિશેષ પ્રકાર બતાવે છે કે ધ્યાન કરીકરીને ત્રિપુટી તોડી નાખ ધ્યાતા, ધ્યાન અને ધ્યેય એ ત્રિપુટી છે. ધ્યાન કરનારો જ્યારે ધ્યાન કરતાં કરતાં, હું ધ્યાન કરૂં છું એ ભાવના પ્રથક્ ભાવના ભૂલી જાય છે ત્યારે ત્રિપુટી તુટી જાય છે. જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય એકરૂપ થઇ જાય છે ત્યારે કંઇ પ્રથક્ રહેતું નથી એટલે સંપૂર્ણ વિશ્વ મુકુન્દ રૂપે દેખાય છે ધ્યાનનો પરિપાક સમાધિ છે સમાધિ તેજ કહેવાય કે સર્વત્ર પોતાનો ઇષ્ટજ દેખાય એનુંજ નામ સદ્‌ગુરૂનું ધ્યાન છે. ૐ



## સ્તવન ૧૫ મું.

### ધૈર્ય રાખી પરમાત્માનું સ્મરણ કરવા મનને ઉપદેશ.

( મરાઠી સાખો )

અવિનાશીથી નવ થા અળગું, સર્વે સિદ્ધિ થાશે.
વ્યાપક છે વિશ્વંભર સઘળે, પ્રેમથી પરખાશે.
મન ધીરજ રહે ધારી, પ્રભુને પ્રેમે સંભારી ૧
ઇચ્છાઓ જે જે ઉઠે તે, સર્વ સમરપી દ્હેને
અહં તું તારૂં ત્યાગીને, કર્તા માની લે તેને
મન ધીરજ રહે ધારી. પ્રભુને પ્રેમે સંભારી ૨

ધ્રુવ સમ નિશ્ચળ લક્ષ તું તારૂં, એકજ રાખ લગાડી.
દરેક કાર્યોમાં કરને તું, ઇચ્છા એની અગાડી. મન ૩
પાણી પરનાં જે પગલાં તે, ક્યાંથી ના પરખાશે.
મમતાથી જે કરેલ વિચારો, વૃથા સહુ તે જાશે. મન ૪
અગાધ ડહાપણથી શ્રી પ્રભુએ, સૃષ્ટિ સર્વ કરી છે,
જે સ્થળમાં જે જે જોઇએતે, વસ્તુ સર્વ ભરી છે. મન ૫
સહુ બુદ્ધિના પ્રેરક સાક્ષી, પોતે શ્રી પરમાત્મા,
અખિલ વિશ્વમાં એજ વસે છે, અચ્યુત છે તે આત્મા. મન ૬
એક કણિ સાચા અગ્નિથી, સર્વ વિશ્વ બળાએ,
તેમ સત્ય નિશ્ચય સેવે તો, દુઃખો સર્વે ટળાએ. મન ૭
માટે નિશ્ચય ધારી મન તું, પ્રણવ પ્રભુમાં રે'ની,
અભેદ મુકુન્દ સ્વરૂપે થઇને, અપાર સુખ તું લેની. મન ૮

---

ભાવાર્થ—મનજ બંધ મોક્ષનું કારણ છે એ વાત ઘણી વખત કહેવાઇ ગઇ છે. તેમ મનને સમજાવવા બાબત પણ બહુ જ કહેવાઇ ગયું છે છતાં હજુ અહીં પણ મનનીજ વાત આગળ કરી છે તેમાં અનેક કારણો છે. મુખ્ય તો એજ છે કે નાના બાળકને બોલતાં શીખવતી વખતે એકની એક વાત અરે શબ્દ અનેક વખત કહેવો પડે છે. બાળક બોલતું ન હોય છતાં તેને રમાડનારાઓ તેની પાસે મા, દાદા, બાપા, કાકા, મામા, વિગેરે શબ્દ અનેક વખત બોલે છે અને બાળક ન બોલે તો પણ તેને વારંવાર કહેજ છે. તેના સંસ્કાર પડે છે અને અમુક સમયે તે ઉદ્ભૂત થાય છે. તેજ રીતે મનને પણ એકજ ભાવના તરફ વારંવાર વાળવામાં આવે છે તો

તેના પણ સંસ્કાર વારંવાર પડે છે અને તેનું બળ વૃદ્ધિ પામતાં સંસારની વાસના નષ્ટ થઇ ઇશ્વર ભાવના આગળ પડે છે. માટે જ મનને કહે છે કે, હે મન તું પરમાત્માથી અળગું ન થા. જુદું ન પડ તોજ સર્વ પ્રકારની સિદ્ધિ થશે. તે પરમાત્મામાં મળી જવાનો ઉપાય બહુજ સરળ છે ને તે એજ કે પરમાત્મા સર્વત્ર વ્યાપક છે. એમ સમજાતાં આપો આપ અભેદનો અનુભવ થશે સર્વત્ર વ્યાપક સમજવાનો સરલ રસ્તો એજ છે કે સર્વત્ર પ્રેમ દૃષ્ટિથી જોવું. એમ કરવામાં ધીરજની અપેક્ષા છે. ધૈર્ય રાખી પ્રેમથી પરમાત્માનું સ્મરણ કરવાથી સર્વ બાબતમાં આનંદ થશે. એજ ૐ

માણસ હમેશાં દ્વૈતમાંજ રમનાર છે એટલે તેને જો એક વસ્તુનો ત્યાગ કરવો હોય તો બીજી વસ્તુનો આધાર લેવો પડે છે તેજ પ્રમાણે મનને ધીરજ રાખવા પણ આધાર જોઇએ! તે આધાર બતાવે છે કે તારા મનમાં જે જે ઇચ્છાઓ ઉઠે. તે સર્વ પરમાત્માને સોંપી દેજે. ઈચ્છા થતાં એવી ધારણાપર તું ન જઇશ કે, હું આ પ્રમાણે કરી નાખું. માણસ કાંઇ પણ કરી શકવા સમથ નથી માટે "**પરમાત્માની ઈચ્છા હશે તેમ થશે.**" એ આધાર ગ્રહણ કરીને તારૂં કર્તૃત્વ છોડી સર્વ પરમાત્માજ કર્તા છે માટે જે થાય તે પ્રભુની ઇચ્છા સમજી શાંન્ત રહેજે,

જે નિશ્ચય કરવાનો તે ધ્રુવના જેવોજ કરવો. ધ્રુવ જેમ હમેશાં ઉત્તર દિશામાંજ રહે છે અને એકજ સ્થળે રહે છે તેમ દૃઢજ રહેવાનુ વારંવાર ફેરવવું નહિ. એકજ વાત કાયમ રાખવી, એટલે સારૂ કે નઠારૂ. જે બને તેમાં પ્રભુ ઇચ્છાને જ આગળ કરવાની. એટલુંજ નહિ પણ શુભ થાય કે અશુભ થાય છતાં તેમાંથી સાર શોધી મનમાં

આનંદ રાખી શકાય તોજ આપણે પ્રભુ ઇચ્છાને આધીન થયા કહેવાઇએ અને ધૈર્ય પણ રાખતાં આવડયું કહેવાય.

પાણીપર પડેલા પગલાં કોઇથી પારખી શકાતાં નથી કારણ કે પાણીપર કોઈ જાતનો આકાર કાયમ રહેતો નથી તેજ પ્રમાણે મમતાથી કરેલ વિચારો પણ નકામાંજ જાય છે. કારણ કે મમતા માયાના પ્રદેશમાં થાય છે. અને માયા સદા એક સ્વરૂપમાં રહેતી નથી એતો નિત્ય નૂતન રૂપ ધારણ કરનારી છે માટે તેમાં બાંધેલી મમતા પણ મિથ્યા છે. માટે જે જે પ્રસંગ બને તે ધૈર્ય રાખી સંભાળી લેવા જોઇએ.

જીવાત્માનાં જેવા પ્રકારનાં કર્મ તેજ પ્રમાણે અપાર ડહાપણથી પ્રભુએ સર્વ સૃષ્ટિ બનાવી છે. અને જે જે સ્થળમાં જ્યાં જે જોઇએ તે પ્રમાણે સર્વ ભરી રાખ્યું છે, છતાં માણસનો જ્યાં સુધી અધિકાર પ્રાપ્ત ન થાય ત્યાં સુધી વસ્તુ પ્રાપ્ત છતાં મેળવી શકતો નથી, એવી પણ માયાનાં પ્રદેશમાં એક કરામત રાખવામાં આવી છે માટે અધિકાર પ્રાપ્ત થાય ત્યાં સુધી ધૈર્ય રાખવું જોઇએ.

દરેક મનુષ્યનાં કર્મમાં શુભાશુભ અગર પુણ્ય પાપના અંશ સરખા હોતા નથી એટલે તેમની બુદ્ધિ પણ સરખી હોતી નથી. કારણ પ્રાજ્ઞ પુરૂષો કહી ગયા છે કે **बुद्धिः कर्मानु सारिणी** ત્યારે બુદ્ધિ પ્રમાણે માણસો ચેષ્ટાઓ કરે છે પરંતુ સર્વની બુદ્ધિના પ્રેરક–સાક્ષી તે શ્રીપરમાત્માજછે. અને સંપૂર્ણ પરમાત્મા સર્વત્ર વ્યાપક છે એથીજ તે પરમાત્માને અચ્યુત કહેવામાં આવે છે, અર્થાત પરમાત્મા પોતાના મૂળ સ્વરૂપમાંથી કદિ પણ ચ્યુત થતા નથી તેજ આત્મા આપણો છે માટે તે પણ અચ્યુત છે. તેથી પણ ધીરજ રાખવી જોઇએ.

અગ્નિનો એક નાનો તણખો હોય અને તેનો પ્રયોગ કરી તેની વૃદ્ધિ કરતાં તે એટલો તો પ્રબળ થાય છે કે સંપૂર્ણ વિશ્વને બાળી દેવાની શક્તિ તેમાંથી પ્રકટે છે તેજ પ્રમાણે આરંભમાં કરેલો નિશ્ચય સૂક્ષ્મરૂપે હોય છે પણ જો નિયમસર તેનું પોષણ કરવામાં આવે તો તે પણ અમુક મુદતે દૃઢ થઇ એવો બળવાળો થાય છે કે તે નિશ્ચય પ્રમાણે આખું વિશ્વ તેને દેખાવા લાગે છે અને સર્વ પ્રકારના દુઃખ દુર થઇ જાય છે. તેથી પણ નિશ્ચય પૂરો થાય ત્યાં સુધી ધીરજ રાખવી જોઇએ.

માટે હરકોઇ પ્રકારનો નિશ્ચય વિચાર પૂર્વક બાંધવો જોઇએ. અને બાંધ્યા પછી તેમાં અડગ રહેવું જોઇએ. નિશ્ચય પરમાત્મા તરફનોજ હોવો જોઇએ. અને તે નિશ્ચયમાં અખંડ રહેવું. અને ભેદભાવ ભૂલી જવો. એમ અભેદ મુકુન્દ સ્વરૂપ થતાં જે અપાર સુખ અથવા જેને નિરતિશય સુખ કહે છે તે તુને જરૂર પ્રાપ્ત થશે. એવો સમય આવે ત્યાં સુધી તું ધીરજ રાખીને રહે. અને પ્રેમ પુર્વક શ્રી પરમાત્માનું સ્મરણ કર. ૐ તત્સત.

## સ્તવન ૧૬ મું.

### ઉચ્ચ ભાવના.

( રાગ—અવિનાસી આવોરે. )

એવા દિન ક્યારેરે, કે દેખું દ્રષ્ટિ ભરી;
આ જગમાં વ્યાપકરે, નિહાળું એક હરિ. ૧

ઉર કદિ એ ન ઇચ્છેરે, કે માયા ને કાયા;
સહુ સ્વરૂપ સમાએરે, જેમ જળને છાયા. ૨
મન મમતા મુકીરે, શ્રી મોહનથી મહાલે;
સહુ પ્રપંચ પ્રજાળીરે, પ્રેમનો પંથ જાલે. ૩
આશા કરી અળગીરે, અવિનાશી ઇચ્છે;
એક પ્રણવ પ્રભુનેરે, તે પ્રીતિથી પ્રીછે. ૪
ચંચળતા ત્યાગીરે, રહે નિજ સ્થાન ઠરી;
સુપતિવ્રત ધારીરે, બુદ્ધિ રહે નાથ વરી. ૫
દૃઢતા બહુ દિલમાંરે, ભરૂંસો ભગવતનો:
શાંન્તિ સંભારીરે કે, વાદ તજુ મતનો. ૬
વિષયને વિષ સમરે, સમજી દુર તજું.
શમ દમને દીનતારે, સરલતા સદ્ય ભજું. ૭
સાધુ સંગત માંરે, સદાએ સ્નેહ ધરૂં;
વૃથા સહુ વાતોરે, તજીને દુર ફરૂં ૮
અંતરમાં એકતારે, અહોનિશ રહું ધારી;
ક્ષણ ભાન સ્વરૂપનુંરે, ન મુકું વિસારી. ૯
સહુ દ્વન્દ્વ દળીનેરે, અદ્વૈત સુખ માણું;
નામ રૂપ ત્યાગીરે, સચ્ચિદાનંદ જાણું. ૧૦
જેમ ચકોર શશીનેરે, નિહાળે નેહ ધરી;
ક્યારે પ્રણવ પ્રભુનુંરે, રહું તેમ ધ્યાન ધરી. ૧૧
ધ્યાન બહુ ધરતારે, કીટનો ભ્રમર બને,
મુકુન્દ મન મળતાંરે अहं ब्रह्म તેજ ભણે. ૧૨

**ભાવાર્થ**—ઉપનિષદ્‌માં લખવામાં આવ્યું છે કે **क्रतुमयोऽयं पुरुषः** અર્થ—પુરૂષ ભાવના મય છે. જેવી ભાવના પુરૂષ કરે છે તેવો થાય છે માટે ભાવના કરવી. નીતિ વિદો પણ કહે છે કે **यादृशी भावना यत्र सिद्धिर्भवती तादृशी.** જેવા પ્રકારની ભાવના કરે છે તેવા પ્રકારની સિદ્ધિ થાય છે, આ બાબત જાણ્યા પછી ઘણા ઉતાવળીઆ પુરૂષો આ બાબતને સત્ય માની શકતા નથી અને કલ્પના કરી કહે છે કે જો ભાવના પ્રમાણે સિદ્ધિ થતી હોય તો લ્યો અમે ભાવના કરીએ છીએ કે અમે રાજા થઇએ? કહો ભાવના પ્રમાણે રાજા કેમ ન થઈ ગયા? માટે એ વાત મનાતી નથી, આ પ્રકારે બોલનારાઓ ભાવનાને સમજતાજ નથી ભાવના એ શું વસ્તુ છે. અગર ભાવના કેવી રીતે ફળીભૂત થાય છે. તેનું પોષણ કેમ થાય છે એ બાબત તે સમજતાજ હોતા નથી. એટલે પછી તેની ઉપેક્ષા કરવી એ વધારે ઉત્તમ છે. છતાં ભાવનાની વાત સમજાવવા એક દાખલો લઇએ કે સામાન્ય રીતે એમ કહેવામા આવે છે કે કકો અને પદ કોઈ શીખે તો તેને વાંચતા આવડે, એ વાત સત્ય છે પણ ખાલી કકો ને પદ શીખીલે છતાં બરાબર વાંચતા આવડતું નથી તે સર્વના અનુભવની વાત છે. તેજ પ્રમાણે બીજમાં આખું વૃક્ષ છે પણ તેને યોગ્ય ભૂમિમાં વાવીને પોષીએ નહિ ત્યાં સુધી કાંઇ વૃક્ષ બહાર આવતું નથી. વૃક્ષ જ્યારે ધીમે ધીમે વધે છે ત્યારેજ તે મોટું થાય છે અને પરીપાક થયા પછીજ ફળ આવે છે તેજ પ્રમાણે ભાવનાનું સમજવાનું છે તેજ રીતે આ પદ્યમાં કહેલી ભાવના પણ જ્યારે અમુક કાળ એકાગ્ર મનથી દૃઢતા પૂર્વક સસ્નેહ કરવામાં આવે તો તેનો પરિપાક થતાં અંતમાં આનંદનો અનુભવ થાય છે. ૐ

કોઇ ખરો જિજ્ઞાસુ એકાન્તમાં બેસી ઉચ્ચ ભાવનાને સ્મરે છે કે હે પરમાત્મા સર્વત્ર વ્યાપક, અજર, અમર, અખંડ, અદ્વૈત તત્ત્વને આ સૃષ્ટિમાં વ્યાપક રૂપે નિહાળું એ ભાવના અખંડ અને પવિત્ર રહે માટે વધારે વિચાર કરે છે કે—આ મારૂં અંતઃકરણ માયા એટલે કારણ અને શરીર એટલે કાર્ય—ઉભયને કદિપણ ચાહેજ નહિ. અગર જગતના કે શરીરના વિચારો પણ કદિ કરે નહિ. જેમ પાણીની છાયા પાણીમાંજ સમાય છે તેમ સર્વ વિશ્વ પરમાત્માનું વિવર્ત છે તો તે પણ પરમાત્મ રૂપજ બની રહે એટલે બીજું દેખાયજ નહિ. વળી બીજો પ્રકાર સમજાવે છે કે મન મમતાનો પણ ત્યાગ કરી દે. અને સદા પરમાત્માની સાથે સ્નેહ વાળું થાય. અને દૃશ્ય પ્રપંચને મિથ્યા સમજી પ્રેમ સ્વરૂપ જે પરમાત્મા છે તેના પંથને જાણે અર્થાત પરમાત્મા તરફજ પોતાની વૃત્તિઓને વાળવાનો પ્રયત્ન કરે એનું નામ ઉચ્ચ ભાવના છે. ૐ

મન દૃશ્ય પ્રપંચમાંથી ત્યારેજ છૂટી શકે કે જ્યારે આશા તૃષ્ણાનો ત્યાગ કરે અને એક પરમાત્માનીજ ઇચ્છા મનમાં રાખે જેમ અંધારૂં અને અજવાળું સાથે રહી શકતાં નથી તેમ સંસારની ઇચ્છા અને પરમાત્માની ઇચ્છા બે સાથે રહી શકતાં નથી. બેમાંથી એકજ રાખી શકાય છે. માટે કહે છે કે અન્ય ઇચ્છાઓને પડતી મૂકી એક પરમાત્માનેજ ચાહે અને પ્રણવ પરમાત્માને પ્રેમથીજ ઓળખે તે પોતાની ચપળતાને છોડીને પોતાના સ્થાનમાં પરમાત્મ સ્વરૂપમાંજ ઠરી રહે મનનું યથાર્થ સ્વરૂપ ઇશ્વરજ છે. તે વાત શ્રી કૃષ્ણ પરમાત્મા ભગવદ્‌ગીતામાં કહે છે કે—**इन्द्रियाणां मनश्चास्मि** ઇન્દ્રિઓમાં મન તે હું છું માટે મન પોતાના સ્વરૂપમાં ઠરી રહે

એજ તેની સ્થાનમાં સ્થિતિ છે. અને સતી સ્ત્રી જેમ સ્વપતિ પરાયણુ રહે છે તેમ બુદ્ધિ નિશ્ચયરૂપે શ્રી પરમાત્માનેજ વરી રહે જેમ સતી સ્ત્રીને પ્રેમ કરવાનું પવિત્ર સ્થાન પોતાનો પતિ છે તેમ બુદ્ધિને પણુ પ્રેમ કરવાનું સ્થાન એક પરમાત્માજ રહે

પરમેશ્વરને વર્યા પછી તેમાં કાયમ રહેવા સારૂ દઢતા દિલમાં રહે અને ઇશ્વરનોજ સંપૂર્ણુ વિશ્વાસ રહે. પરમેશ્વર મારા કાર્યને કદિપણુ બગાડતો નથી એવો દઢ નિશ્ચય એજ પરમાત્મા પરનો વિશ્વાસ છે. એવા ભરૂંસા પૂર્વક ભાવ ભરે છે કે સદા શાન્તિને યાદ કરીને સૃષ્ટિમાં જેટલા મત–પંથ છે તેમાં જે ઝગડા રહેલાછે તે બધાને છોડી કેવલ પરમાત્મા તરફજ ધ્યાન રાખું અગર જેમાંથી તત્ત્વબોધ થાય એવા પ્રકારનો વાદ કરૂં.

શબ્દ સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ પ્રકારના વિષયો છે. તે વિષ જેવા છે. કારણુ એક શબ્દને આધીન થએલ મૃગનાદમાં મોહ પામી પોતાનાં પ્રાણુ ગુમાવે છે. હાથી સ્પર્શની લાલચથી લાકડાની હાથણીને સાચી સમજી તેની પાસે જતાં ખાડામાં પડી સ્વતંત્રતા ગુમાવે છે. પતંગો રૂપથી મોહ પામી દીવામાં પડીને પોતાના પ્રાણુની આહૂતી આપે છે, રસા સ્વાદથી માછલું લોઢાની અંકોડી ગળી પોતાનો જીવ જોખમમાં નાખે છે. અને ગંધથી કમળમાં ગોંધાએલો ભ્રમર હાથીના પગ નીચે દબાઇ ચૂર્ણુ થઇ જાય છે. એક એક વિષયને આધીન થએલા જીવો પોતાના પ્રાણુાન્ત પ્રસંગમાં આવી પડે છે તો જેને પાંચે વિષયો વળગ્યા છે એવા મનુષ્યની તો વાત જ શી ? પરંતુ પરમાત્માએ તેમાં એક ભેદ ઉત્પન્ન કર્યો છે કે બીજા જીવોને વિચાર કરવાની શક્તિ નથી પણુ માણુસને પ્રભુએ વિચાર

કરવાની શક્તિ આપી છે. જેથી માણુસ પોતાના વિચારને કામે લગાડે તો તેમાંથી સહજે છૂટી પડે માટેજ ભાવના કરે છે કે એ વિષયોને ઝેર સમાન જાણીને તેને દૂરથીજ છોડી દઉં. કેવલ વિષયને છોડી મન નકામું રહીજ શકતું નથી માટે મનને પુનઃ કોઈ પ્રકારનું કામ તો મળવુંજ જોઇએ. નહિ તો " નવરૂં બેઠું નખોદ વાલે " એ કહેવતનો અનુભવ કરવાનો જરૂર પ્રસંગ આવે છે. માટે મનને વિષયની દિશાથી વિમુખ કરી બીજી દિશાની ભાવના કરાવે છે કે શમ એટલે મનોનિગ્રહ દમ એટલે ઇન્દ્રિય નિગ્રહ, દીનતા–ગરીબાઇ સરલતા અકુટીલપણું એ સાધનો સાધવામાં સદા તત્પર રહું જિજ્ઞાસુ સાધન સાધવા તૈયાર થાય પણ તે સાધનોપર ટકી કેમ રહેવું એ કુંચી તેના હાથમાં હોતી નથી. માટે તેને સંત સમાગમ કરવો જોઇએ. તેજ ઇચ્છે છે કે સાધુઓના સંગમાં સદા પ્રીતિવાળો થાઉં અને સંસારની અનેક પ્રકારની જે નકામી વાતો છે તેનો પરિત્યાગ કરીને તેનાથી દૂરજ રહું કારણ ખપ વિનાની વ્યવહારની વાતો નકામી બહિર્મુખતાને વધારનારી છે. અન્ય નકામી વાતો છોડી દીધા છતાં કાંઇ વ્યવહાર છૂટતો નથી જે અવસ્થા પ્રાપ્ત હોય તદનુસાર વ્યવહાર તો કરવોજ પડે અને વ્યવહાર ભેદ વિના સિદ્ધ થતોજ નથી માટે વ્યવહાર તો કરવો પડે તેટલો ભેદ રહે તેને માટે ભાવના કરે છે કે વ્યવહાર કરતા છતાં મનની એકતા ભૂલાય નહિ. સર્વત્ર આત્મા છે. પરમાત્મા છે. એમ સમજીને જો વ્યવહાર કરવામાં આવે તો કામ, ક્રોધ, લોભ, પ્રપંચ, જુઠ, વિગેરે કરવાનો સમયજ આવશે નહિ. માટે વિચાર કરે છે કે મનમાં અભેદ ભાવના રાત્રી દિવસ ધારી રાખું અને કોઈપણ ક્ષણ એવી ન હોય કે જેમાં

હું સ્વસ્વરૂપનું ભાન ભૂલી જાઉં. અર્થાત્ અખંડ આનંદ સ્વરૂપ આત્માનું ભાન રહે જેથી સંસારનાં દ્વન્દ્વને દૂર કરીને અદ્વૈતમાંજ અખંડ રહું અને તે સુખ ભોગવું. ખરી રીતે તો એ સુખરૂપ થઇને રહું એજ ભાવના છે. પણ સમજાવવા માટેજ અત્રે "માણું" એ શબ્દનો પ્રયોગ છે. એટલે એકતાજ છે. ૐ

સુખ ભોગવવાની ભાવનામાં દ્વૈત પેશી ન જાય માટે સ્પષ્ટ કરે છે કે નામ અને રૂપ એ માયાના અંશ છે તેજ સર્વ પ્રકારના દુઃખનું નિદાન છે. માટે તેને છોડી દેતાં જે સત્, ચિત્ અને આનંદરૂપ પરમાત્મા છે તેનેજ જાણું તે રૂપજ બની રહું કે પછી ભ્રાન્તિને અવકાશજ મળે નહિ. ચકોર ચંદ્રને જોતાં પોતાનું ભાન ભૂલી જાય છે તેમ પરમાત્માને જોતાં. હું જોનારો છું" એ ભાન ભૂલી જાઉં. એવા પ્રકારનું પરમાત્માનું ધ્યાન હું ક્યારે ધરીશ અર્થાત્ ઉપર જે ઉગ્ર આત્મભાવના કરી છે તે ભાવના નસેનસમાં દોડતા લોહીની પેઠે મારી પ્રત્યેક વાસનામાં ક્યારે દોડવા લાગશે એવી તીવ્રતમ ઇચ્છા જિજ્ઞાસુ કરે છે.

આવી ભાવના વારંવાર શા માટે કરવી તેનો ખુલાસો કરી પદને પૂર્ણ કરે છે. શાસ્ત્રમાં **कीटभ्रमर** ન્યાય કહેલ છે તેનીજ યોજના અત્રે કરે છે. ભમરી કીડાને લાવી પોતાના દરમાં પૂરે છે અને પછી તેને ડંખ મારે છે. ને ઉડી જાય છે. પેલો કીડો એ દંશની વેદના અનુભવતો ચિંતવન કરે છે કે હમણા ભમરી આવશે ને ફરી ડંખ મારશે આવો પ્રકાર થતાં કીડો તલ્લીન થઇ જાય છે ને પરિણામે તેને પાંખો આવે છે એટલે કીટનો ભ્રમર બની જાય છે તેજ પ્રમાણે જિજ્ઞાસુ પણ પોતાના મનરૂપ કીડાને હૃદયરૂપ ગુફામાં પૂરીને

વેદના મહા વાક્યરૂપ દંશ મારે પછીથી તેનું દઢતાપૂર્વક નિદિધ્યાસન કરે બીજા કોઇપણ વિચારને અવકાશ આપે નહિ અને મનને દરેક વિષયમાંથી પાછું વાળીને એજ આત્માના ધ્યાનમાં જોડે આવા પ્રકારનો પ્રેમ સહીત, હમેશાં, દીર્ગકાળ, જો પ્રયત્ન કરવામાં આવે તો અંતમાં એમન મુકુન્દ મુક્ત આત્મા પરમાત્માની સાથે મળી જાય છે અને તેમાં તલ્લીન થતાં અંતમાં એજ મન બોલી ઉઠે છે કે **अहम् ब्रह्मास्मि** અર્થ હું બ્રહ્મ છું. એટલું બોલતાં મન બ્રહ્મ રૂપ બને છે. પછીથી તેને આ સંપૂર્ણ વિશ્વ પણ બ્રહ્મરૂપજ દેખાય છે. એટલે સર્વત્ર આનંદ પરમાનંદ, અખંડાનંદ, અભેદાનંદનોજ અનુભવ થાય છે. ૐ





# यति [illegible]कुन्दाश्रमजी कृत पुस्तको.

तत्त्वादर्श. ... ... ... ... ( न[illegible]
नवा वर्षनुं बजेट. ... ... ... ( न[illegible]
श्री कैवल्यकुंची. ... ... ... ...
वेदान्त सार. ... ... ... ...
सुरता स्वयंवर. ... ... ... ...
मृत्युसुधा. ... ... ... ... ...
गृहस्थनी गाइड. ... ... ... ...
पत्र व्यवहार. ( સનાતની ને સમાજીઓનો ) ...
वैधव्य धर्मादर्श. ... ... ... ...

ઉપરનાં પુસ્તકો અજ્ઞાત હશે ત્યાં સુધી અર્ધાઆનાની ટીકીટ મોકલનારને મફત મોકલવામાં આવશે. તેમજ **પદ્મમંજરી** નીચેના શિરનામેથીજ મળશે. વળી આફ્રિકાવાસીઓ તરફથી રે ઓલ શ્રી સનાતનધર્મ સસ્તુસાહિત્યનો પ્રથમ મણિકો. **સનાતન ની પડતીનાં** કારણો એ નામે પુસ્તક જેની કિંમત ૦–૦–૯ રૂ પણ અત્રેથીજ મળશે. પત્રવ્યવહાર નીચેના શિરનામે કરવો.

**સ્વામી પ્રણવાશ્રમજી**
ઠે. ચંદનલક્ષ્મી પાઠશાળા.
મું. ખંભાત